ૐ

# કિશોરી ભાગ

## એક રસીક બોધદાય

રચનાર


## મયાશંકર જટાશંક

એડીટર સિંધ વર્તમાન



આવૃતિ ૧લી પ્રત





કરા

બંદર રોડ પર આવે

માલીક ખેતશી ગ

સને

કીંમત રૂ.

# પ્રસ્તાવના.

આ ગ્રંથમાં વાર્તાની નાયકાનો જન્મ થયા પછી યોગ્ય ઉમર થતાં તેની માતાએ જે શિક્ષણ આપ્યું છે તેનું વર્ણન કર્યું છે. તેમાં સતીઓના જીવન ચરિત્ર દાખલ કરવાનું યોગ્ય લાગ્યાથી પાંચ દિવસના વિભાગે સતીયોનાં આખ્યાન માતા પુત્રીને સંભળાવે છે. આ પ્રમાણે રચના કરવાનું કારણ ફક્ત એટલુંજ છે કે આ ગ્રંથ સ્ત્રી વર્ગને પણ ઉપયોગી થાય કેમકે માતાએ પોતાની પુત્રીઓની જીંદગી સુધારવા કેવી રીતે કેળવણી આપવી તથા તેના મગજમાં નીતિની છાપ કેવી રીતે બેસાડવી. તેનો ચિતાર આપેલો છે. પાંચ દિવસે સતીઓનાં આખ્યાન બંધ કરી બાલ્યાવસ્થાની વર્ણનની પુર્ણાહુતી થાય છે. બીજા પ્રકરણમાં યુવાવસ્થાનું વર્ણન કર્યું છે ને વાર્તાની નાયકા પતિ પસંદ કરી વિશુદ્ધ પ્રેમ જોડે છે. આ પ્રકરણ લખવાનો હેતુ એ છે કે પરસ્પર પ્રેમી જોડાં મળવાથી સ્ત્રીને પતિમાં ને પતિને સ્ત્રીમાં ઘણોજ સ્નેહ રહે છે. ને સંસાર સમુદ્રમાં તે બંનેનું સુખરૂપ વહાણ નીર્વિઘ્ને પાર ઉતરે છે, ત્રીજા પ્રકરણમાં જાત વીના ભાત ન પડે તથા હાથનાં કર્યાં હૈયે વાગ્યાં તેનો ચિતાર આપ્યો છે. દુષ્ટ માણસો

કેવાં કેવાં કૃત્યો કરે છે ને વિષય સુખમાં લીન થવાથી શું ખરાબી થાય છે તેનું વર્ણન કર્યું છે. તેજ પ્રમાણે દરેક પ્રકરણમાં નીતિલાયક તેમજ બોધદાયક વિષયો ગોઠવ્યા છે. આ ગ્રંથનો પ્રથમ ભાગ હાલમાં બહાર પાડવામાં આવ્યો છે. ને જો વાંચક વૃંદને પ્રિયકર થશે તો મારો પ્રયત્ન આગળ જારી રાખીશ.

આ ગ્રંથની અંદર જે કાંઇ ભુલચુક રહી હોય તે વાંચકવૃંદ સુધારી વાંચશે ને તેની ક્ષમા આપશે એવી આશા છે. આ પુસ્તક છપાવવામાં મને મારા સ્નેહી ભાઇ પરશોતમ વશરામ તરફથી જે મદદ મળી છે તેને માટે હું તેનો ઘણો આભારી છું. ને પ્રભુ પાસે માગુંછું કે આવા વિદ્યા વૃદ્ધિના કામમાં મદદ આપવાને સદા અમર રાખો! આજ ત્રણ ચાર વર્ષ થયાં મારો વિચાર આ કાર્ય કરવાનો હતો. તે પ્રભુ ઇચ્છાથી આ શહેરમાં નિર્વિઘ્ને મારો પ્રયત્ન સફળ થયો છે, તેને માટે જગનિયંતાનો આભાર માનું છું, ને મારા પ્રયાસનું આ લઘુ પુસ્તક જનસમુદાયની સમક્ષ પ્રસિદ્ધિમાં મુકું છું. એજ વિનંતિ.

| | |
|---|---|
| કરાચી, | **મયાશંકર જટાશંકર ઓઝા,** |
| તા. ૧લી સપ્ટેંબર ૧૯૦૩. | વાંકાનેર નિવાસી. |



# કિશોરી.

## પ્રભુ સ્તવન.

પ્રણમું વારંવાર, સરસ્વતી મયા પ્રણમું વારંવાર.
પ્રભુ ઇચ્છાએ કાર્ય આરંભુ, તેમાં ઉતારો પાર. (સર.)
અલ્પ મતિથી ગ્રંથ રચું છું, તેમાં થજો સહાય. (સર.)
ભુલ ચુકની ક્ષમા કરજો, દોષ ન દેશો લગાર. (સર.)
વીનંતી કરે છે દાસ તમારો, મયાશંકર આવાર. (સર.)

## પ્રકરણ ૧લું.

### બાલ્યાવસ્થા.

વિજયનગરનો ચંદ્ર પુર્વાકાશમાં ઝળકી રહ્યો છે. ધ્વજાઓ ફડફડાટ કરતી પતંગોની માફક ઉડયા કરે છે. શહેરોના દેવાલયના શીખરો ગગન ચુંબન કરી રહ્યા છે. સર્પાકારે વહેતી નદી શહેરની પાસેજ હડહડાત કરતી વિયોગી પતીને મળવાની ઇચ્છાએ જોસબંધ દોડી જાય છે ગામમાં દરેક સ્થળે આનંદ છવાઈ રહ્યો છે. માણુસો હર્ષભેર આવજાવ કરી રહ્યા છે, રાજ્ય મહેલમાં વાજીંત્રોના નાદ થઈ રહ્યા છે. કોઇ પણ નવીન મનુષ્ય આ શહેરમાં આવી ચડે તો તેને

આવતા વેંતજ એવી તો ખાત્રી થાય કે, આજે આ સ્થળે શુભ પ્રસંગ હોવો જોઈએ તો વાંચનાર! આજે શહેરમાં આટલો ઉત્સાહ શું! તે તરફ નજર કર. આપણે જાણવું જોઇએ કે આ શહેરમાં મહારાજા વિજયસીંહજી રાજ્ય કરે છે. આ મહારાજા સ્વભાવે શાંત વિવેકી ધર્માત્મા દયાળુને સદાચરણી છે તેમની ઉમર આશરે વર્ષ ૫૦ પચાસની છે. પોતાના શુભ ગુણો વડે રૈયતની એટલી તો પ્રીતિ સંપાદન કરેલી છે કે પોતાના રાજાનું હિત જોઇ સર્વ પ્રજા ખુશી થતી, ને હમેશ તેનો વિજય ઈચ્છતી તેમની સ્ત્રીનું નામ નીતિ હતું. તે બાઈ પણ સ્વભાવે શાંત, ચતુર, નમૃતાવાન અને સ્વામી ભકિતવાળી હતી બંને સ્ત્રી પુરૂષના સ્વભાવ ગુણ વગેરે વિજયનગરના રાજ્યપદને શોભાવે તેવાજ હતા, હવે કહેવું જોઇએ કે આજે શહેરમાં શુભ પ્રસંગ શું છે તો તેના જવાબમાં એટલુંજ કે મહારાજા વિજયસીંહને કંઇ પણ સંતતી નહોતી, ને આજે વૃદ્ધ વયે પુત્રી રત્ન પ્રાપ્ત થવાથી ઉચ્છવનો દીવસ હતો. ને તેથીજ દરેક પ્રજા ઉત્સાહમાં હતી. વાહ વાહ! શું તેઓની રાજ્ય ભકિત! પોતાના રાજાનું ભલું જોઈ પ્રજા પણ ખુશી થાયછે. ભારત ભુમી! તારૂં ગૌરવ હજી પણ નષ્ટ નથી થયું. તારા પુત્રો તારા જેવાજ થશે! રાજ્યભકિત શું ચીજ છે. ને તેનું કેવું મહત્વ છે તે આદિ અનાદિથીજ તારા પુત્રોએ જાણેલું છે, ને જાણે પણ છે. વાહ વાહ! શું રાજભકિતનો ખરો ચિતાર રામ વનમાં સીધાવ્યા ત્યારે તારા પુત્રોએ ઓછો બતાવેલો છે! અને રાજાઓએ પણ પ્રજા પ્રત્યેના ધર્મ કેવા

બજાવ્યા છે. તેનું મનન કરીએ છીએ-અનાદિની વાતો સાંભળી એ છીએ-ને આજે તેનું સમપણું કરીએ છીએ, ત્યારે ભારત ભુમી! તું દીન બને છે. આનું કારણ શું? આર્યાવૃત! તારા પુત્રોનો આગળ તારી ઉપર બહુ પ્રેમ હતો અને તું જે જે ફરજો બતાવતી તે ફરજો ખુશીથી કબુલ કરતા. અને તારા હાલના પુત્રોનો સંગતનો ફેર છે. સંગતને લીધે તારી પર તારા પુત્રોનો પ્યાર ઓછો થયો, ને તારી ફરજોને વીસરતા ગયા. પણ એટલું તો યાદ રાખજે કે જાતવાન જાત ઉપર ગયા વીના નહીં રહે. તો તું જાતવાન છે તો તારા પુત્રો પણ જાતવાન થશે. તારા પુત્રો સંગતને લીધે તારો પ્યાર ભુલ્યા છે. પણ ઠોકર વાગશે કે તુરત તને સંભારશે, ને તને ચહાશે.

મહારાજા વિજયસીંહજીના હુકમથી આજે ઉજાણી કાઢવા માં આવી હતી. રાજ્ય મહેલમાં આનંદ છવાઇ રહ્યો હતો. ભિક્ષુકોને તથા ચારણ ભાટ વગેરેને ખેરીયાત થતી હતી, બ્રાહ્મણો વેદની ધુની કરતા હતા, જોશી પાસે પુત્રીની જન્મ પત્રી કરાવતા હતા, ને તે ઉપરથી પુત્રીનું નામ કિશોરી પાડયું. વાંચનાર! વાર્તાની નાયીકાનો જન્મ એક રાજકુળમાં-ઉંચ પદ્ધીમાં-ઉંચ-જાતીમાં થયો તેનું ભાન થયું. હવે તેની બાળ લીલા તરફ નજર કર. ને તેની હિતેચ્છુ માતાએ તેના કુમળા મગજમાં જે આર્યાવૃતની આર્યાના શિયળપણાની સજ્જડ છાપ બેસાડી, આર્યાઓના ધર્મની જે જે રીતો અનાદિથી ચાલી આવે છે તેનું અનુકરણ કરતાં શીખવ્યું, તે આપણે સુક્ષ્મ દ્રષ્ટિથી તપાસીએ. હાલતો તે બાળક છે, અજ્ઞાન છે, સૃષ્ટિની

વ્યવહારીક ઘટમાળથી તે વિરક્ત છે. એટલે તે બાબતમાં વધારે શું લખું. પણ તેની આ સ્થિતિમાં વિજયનગરના માતા પીતાને કેવો આનંદ આવે છે તેનું જરા વર્ણન કરીએ.

અહાહાહા ! સર્વ શક્તિમાન પરમેશ્વરે વાત્સલ્ય પ્રેમ કેવો કર્યોછે રાજામાં-રાંકમાં-મનુષ્યમાં-પશુમાં-પક્ષીમાં દરેકનો વાત્સલ્ય પ્રેમ સરખોજછે. તો આપણા વિજયનગરના માતપીતાનો હોય તેમાં નવાઇ શું ! બાળક કિશોરીને રૂપની કુદરતીજ બક્ષિસ મળેલી હતી. તેનું મુખારવીંદ પુર્ણીમાનાચંદ્ર જેવું પ્રફુલિત હતું. વાળ ચળકતા અને સુશોભિત હતા. ગાલની લાલાશ ગુલાબના ફુલ જેવી હતી. આંખો કાળી અને ચળકતી હતી. આંખની કીકી હસ હસ કરતી હતી. આવી મનોહર પુતળી પ્રભુએ નવરે દહાડેજ ઘડી હશે ! આ નિર્દોષ બાળકીને સંસારના પાસની ખબર નથી કે દુન્યામાં હજારો તરેહની વીટંબણાઓછે. તેમજ મિત્ર, શત્રુ, ભય, મોત, સારૂં, નરશું વગેરે જેને સજાતીય છે. વિજાતીયનું જેને ભાન નથી, એવી બાળાના હસવાથી-રમવાથી-કુદવાથી-વિજયનગરના માતા પીતા ખુશી થતા હતા. આ પ્રમાણે તેની અજ્ઞાત અવસ્થા દુર થઈ અને વિજાતીયનું જેને ભાન થયું. એટલે મારૂં તારૂં સમજવાની શક્તિ થઈ કે મહારાણી નીતિ બાઇએ વિચાર કર્યો કે પુત્રી પાંચમાં વર્ષમાંથી મુક્ત થઇ છઠ્ઠા વર્ષમાં આવી. માટે હવે તેની જીંદગી સુધારવાનો હિતેચ્છુ માતા તરીકે કંઈ પણ ઈલાજ લેવો જોઇએ. આવો વિચાર કરી પ્રથમ તો તેણે અંકના તથા અક્ષરનાં સુંદર રમકડાં કરાવ્યાં ને તે ઉપરથીજ કેળવણી આપવાનો આરંભ કર્યો.

પુત્રી અને માતા બપોરના વખતમાં એકાંતમાં બેસતા ને સુંદર રમકડાં વડે રમત ગમતની સાથે જ્ઞાન આપતા, પુત્રી ચાલાક હોવાથી દરેક રમકડાંને ઝપાટા બંધ ઓળખતાં શીખતી ક, ખ, ગ, ઘ, ન, વગેરે તમામ અક્ષરો માતા માગે કે તુરત લાવી આપતી. ને મહારાણી તે પ્રમાણે ઓળખતાં શીખવતી. જેથી છ માસની અંદર લખતાં તથા અક્ષર ઓળખતાં આવડયું, ને ધીમે ધીમે પુસ્તક વંચાવવાનો મહાવરો પણ પાડયો, જેથી એક વર્ષમાં વાંચન શકિત પણ સારી થઇ, સાતમું વર્ષ બેસતાં વાંચતા લખતાં શીખ્યું કે તુરત ભરત ચિત્રનું કામ શીખવવા તરફ લક્ષ દોડાવ્યું. પ્રથમ તો સારા સારા નમુના ઓળખતાં શીખવ્યા પછી દોરા ભરતાં-ઓટતાં-ગુંથતાં-શીવતાં-વગેરે એક પછી-એક અનુક્રમે શીખવતાં. જયાં એક વર્ષ પુરૂં થવા આવ્યું તેટલી મુદતમાં તો સારા સારા ગલપટા-મોજાં-કેનવાસ ચોલીઓ-વગેરે ઘણી જાતનું જ્ઞાન થયું. આઠમે વર્ષે વ્યવહારીક શિક્ષણ આપવાનું શરૂ કર્યું. જેવું કે-પરોણાને માન આપતાં-વડીલોની આજ્ઞા માનતાં-વિવેકી થતાં-રાંધતાં સ્વચ્છતા રાખતાં-પાણી ભરતાં-વગેરે સ્ત્રીઓને ઘરમાં ઉપયોગી થઇ પડતાં કામો શીખવ્યાં. એક વર્ષમાં તે સાધારણ પુરાં કરાવી નવમે વર્ષે નીતિની કેળવણી આપવાનો આરંભ કર્યો. પ્રથમતો તેને પુત્રીનો માતા પ્રત્યેનો ધર્મ, પીતા પ્રત્યેનો ધર્મ, સાસુ પ્રત્યેનો ધર્મ, સસરા પ્રત્યેનો ધર્મ, સ્વામી પ્રત્યેનો ધર્મ, અને સ્ત્રીઓના સામાન્ય ધર્મ, વગેરેમાં પ્રવીણ કરયા બાદ હરહમેશ નીતિનાં પુસ્તકોનું અધ્યયન કરાવે ને સારી સારી સતીઓનાં

જીવન ચરિત્રો સંભળાવે, તેનાં થોડાં ચરિત્રો નીચે દાખલ કરેલાં છે. માતા કહેછે હે પુત્રી, તેં નીતિની કેળવણી લીધી તેમજ વ્યવહારીક જ્ઞાન પણ મેળવ્યું, પણ આ આર્યાવૃતમાં કોણ કોણ સતીઓ નામાંકિત થઇ ગઈ ને કેવાં કેવાં કૃત્યો કરી આ ભારતભુમીનું ગૌરવ વધારી ગઈ તે તથા સચરિત્ર સ્ત્રીઓની ૬૪ કળા તેની વાતો હું તને કાલે કહીશ તે એક ચિતે સાંભળજે.

## પહેલો દિવસ.

હે પુત્રી પ્રથમ તો હું તને સારી સ્ત્રીઓની ચોસઠ કળા કહુંછું તે તું સાંભળ

(૧) મજ્જન કળા (૨) ચોળી સાડી પહેરવાની કળા (૩) ચાંદલો કરવાની કળા (૪) સેંથો સમારવાની કળા (૫) વેણી ગુંથવાની કળા (૬) નેત્રાંજન કળા (૭) અંગરાગ તથા મુખ-રાગ કળા (શરીરપર સુગંધ લગાડવાની કળા) (૮) અવતંસ કળા (કાનપર તથા વેણીમાં પુષ્પ ખોસવાની કળા (૯) નથની વાળી પહેરવાની કળા (૧૦) કંકણ પહેરવાની કળા (૧૧) કંઠ માં માળા પહેરવાની કળા (૧૨) કટી મેખલા પહેરવાની કળા (૧૩) કુચે ચંદન ચર્ચવાની કળા (૧૪) પાયે લંગર, તોડા, કાંબી પહેરવાની કળા (૧૫) નેત્રને ચંચળ છતાં સ્થીર રાખ-વાની કળા (૧૬) ચતુરાઈ લડાવવાની કળા (૧૭) હંસગતે ચાલવાની કળા (૧૮) પગના ઘુઘરા ઘમકાવવાની કળા (૧૯) કાળા ભમર જેવા કેશ રાખવાની કળા (૨૦) કંઈક ગોરાપણું ને કંઈક શ્યામતા દર્શાવવાની કળા (૨૧) દાંત દાડમની કળી

જેવા રાખવાની કળા (૨૨) નિતંબ ભારી બતાવવા તથા રાખવાની કળા (૨૩) નખ સાફ રાખવાની કળા (૨૪) નાક સાફ તેજસ્વી રાખવાની કળા (૨૫) પીન પયોધર રાખવાની કળા (૨૬) અધર અમ્રત ભરેલા રાખવાની કળા (૨૭) કટી પાતળી રાખવાની કળા (૨૮) કર સુંવાળા રાખવાની કળા (૨૯) ગાલ કોમળ રાખવાની કળા (૩૦) પગ સ્વચ્છ રાખ-વાની કળા (૩૧) ગાલ તથા હોઠપર તલ પાડવાની કળા (૩૨) અંગ મઘમઘતું રાખવાની કળા (૩૩) મુખ પ્રસન રાખવાની કળા (૩૪) સ્મીત હાસ્ય વિકાસીત મુખારવીંદ ધરી બોલવાની કળા (૩૫) પતિ ઘેર આવે તે વેળા સત્કાર કરવાની કળા (૩૬) રસોઇ બનાવી પીરસવાની કળા (૩૭) મુખવાસ બના-વી આપવાની કળા (૩૮) શણુગાર સજી બતાવવાની કળા (૩૯) કવીતા તથા ગ્રંથો પ્રસન્ન કરી વાંચવાની કળા (૪૦) પતીને રૂચતી રમત રમવાની કળા (૪૧) ગાયન કરવાની કળા (૪૨) મધુરી વાણી બોલવાની કળા (૪૩) ક્રુર કઠીન વાણીનો કંટાળો આણુવાની કળા (૪૪) પતિના દોષ ન ગણુવાની કળા (૪૫) પ્રત્યેક કાર્યમાં પતિને યોગ્ય સલાહ આપવાની કળા (૪૬) પરાયા પુરૂષ સાથે હાસ્યરહિત વાત કરવાની કળા (૪૭) પતિ-ના દોષ બતાવતા વિનય દર્શાવી ક્રોધ ન કરવાની કળા (૪૮) રતિ વિલાસમાં સંતોષ આપવાની કળા (૪૯) કરકસર કર-વાની કળા (૫૦) પર ઘેર જઇને ઘરનાં છીદ્ર ન ઉઘાડવાની કળા (૫૧) નિર્ધનતાન બતાવવાની કળા (૫૨) ઘરની સંપત્તિ શુદ્ધ રાખવાની કળા (૫૩) વાસણ કુશણુ તથા ઘર સ્વચ્છ રાખ-

વાની કળા (૫૪) વસ્ત્રાલંકાર સંભાળવાની કળા (૫૫) બાળક ઉછેરવાની કળા (૫૬) બાળકને કેળવવાની કળા (૫૭) વિનય વિવેક ધરવાની કળા (૫૮) લજ્જા ધરવાની કળા (૫૯) શિયળ સાચવવાની કળા (૬૦) પતિમાં ચિત્ત ચોટાડવાની કળા (૬૧) પિતુ ઘરમાં ઝાઝી ભકિત ન ધારવાની કળા (૬૨) મેળા, નાટક, ચેટકાદી પ્રસંગમાં એકલાં ન જવાની કળા (૬૩) વડીલોની સેવા તથા આજ્ઞા પાળવાની કળા (૬૪) સ્વતંત્રતા દર્શાવવાની કળા હે પુત્રી! મેં આ સારી સ્ત્રીઓના લક્ષણુની કળાઓ કહી, તો તેનું હુમેશાં અધ્યયન કરી તે પ્રમાણે વર્તવાની ટેવ પાડજે. છેલી જે કળા કહી તેમાં સ્ત્રીને સ્વતંત્ર રહેવાનું શાસ્ત્રોમાં નથી કહ્યું. પણ બાલ્યાવસ્થામાં પીતાની આજ્ઞામાં રહેવું, યોવન અવસ્થામાં પતિની આજ્ઞામાં રહેવું, ને વૃદ્ધાવસ્થામાં પુત્રની આજ્ઞામાં રહેવું એવો શિષ્ટ સંપ્રદાય છે. આજે તને ચોસઠ કળાનું જ્ઞાન આપ્યું પણ કાલે સતીઓના ચરિત્ર સંભળાવીશ, પછી બંને માતા તથા પુત્રીઅન્ય કામમાં રોકાયાં.

## બીજો દિવસ.

બીજે દહાડે સવારમાં ઉઠી નાહી ધોઇને સ્વચ્છ થઈ પોતાના કામમાં ગુંથાઇ ને કામથી મુકત થતાંજ બાળક કિશોરી માતા પ્રત્યે બોલી-હે માતા! તમે કાલે જે સ્ત્રીઓના ચરિત્રોની વાર્તા સંભળાવવાનું કહ્યું છે તો તે આજે સંભળાવો. માતા કહે છે-હે પુત્રી ! પુર્વે જનકપુરમાં જનક રાજા રાજ્ય કરતા હતા. તેને સીતા નામની એકની એકજ પુત્રી હતી. એક દહાડો

જનક રાજાને ત્યાં ફરશુરામજી આવ્યા તેને જનક રાજાએ માન આપ્યું, પુજા કરી જમવાને આમંત્રણ કર્યું, ત્યારે ફરશુ-રામ જે ધનુષ્ય લઇને આવ્યા હતા તે ત્યાંજ રાખી જમવાને પધાર્યા. પાછળથી સીતાએ તે ધનુષ્ય લઈ રમવા માંડ્યું. આ ધનુષ્ય શંકરનું હતું ને તે એવું તો કઠણ હતું કે મોટા બલી-ષ્ટ પુરૂષો પણ ઉચકી ન શકતા તે આ બાળા ઘોડા કુદાવવાની રમત માફક લઇ કુદતી હતી. ફરશુરામજીએ આ જોઈ જનક રાજાને કહ્યું કે જે આ ધનુષ્યને ભાંગે તેની વેરે તારી પુત્રીને પરણાવજે. પછી પોતે ધનુષ્યને ત્યાંજ મુકી પોતાના સ્થાનકપર ગયા. સીતા બાર વરસની થઈ ત્યારે જનક રાજાએ ફરશુરામ-જીના કહેવા મુજબ સ્વયંવર રચી દેશ દેશના રાજાઓને આમંત્રણ કર્યું. તેમાં લંકાનો રાજા રાવણ, અયોધ્યાના રાજાના કુંવરો રામ લક્ષ્મણ વગેરે તેમજ બીજા અનેક દેશના રાજા-ઓ સ્વયંવરમાં આવ્યા હતા. તેમાં રામનું સ્વરૂપ જોઇ સીતાને કુદરતી પ્યાર ઉત્પન થયો ને મનથી તેનેજ પોતાનો પ્રાણા-ર્પણ કર્યો. વળી વીચારવા લાગી જે પીતાએ પ્રતીજ્ઞા લીધી છે. તે પ્રતિજ્ઞા જો રામ સફળ કરે તો ઘણું સારૂ. અનેક રાજાઓ એ પ્રયાશ કર્યો પણ કોઇથી પ્રતિજ્ઞા સફળ ન થઇ. છેવટે રામે તે પ્રતિજ્ઞા સફળ કરી. જેથી સીતાએ વરમાળ આરોપીને તેનાં લગ્ન સર્વની સમક્ષ કર્યાં. આથી રાવણને ક્રોધ ચડ્યો ને અંટસ રાખી ચાલ્યો ગયો.

કેટલાએક દીવસ પછી રામને વનમાં જવાનું થયું. ત્યારે સીતા પણ પતિની સેવા કરવા સારૂ તેમજ તેના દુઃખની

ભાગીયણ થવા સારૂ પીયરમાં ન જતાં તેમની સાથે ગઈ. પાછળથી કપટ કરી રાવણે તેનું હરણ કર્યું. રાવણના કબજામાં ઘણાં વર્ષ રહ્યાં છતાં પોતાના સ્વામી તરફની જે એક નિષ્ટા કાયમ રાખી હતી તેના પ્રભાવથી ક્રુર રાજા તેની સામે જતાં થરથર કાંપતો હતો. હે પુત્રી! સતીના સતીત્વનો પ્રભાવ એવો છે કે મોટા મોટા શુરવીરો પણ તેની પાસે હાર પામેછે. તો સ્ત્રીએ પોતાનું શિયળ પ્રાણ જતાં સુધી પણ સાચવવું ને પતિનેજ ઇશ્વર તુલ્ય ગણવા. હે પુત્રી! સીતા જેવી બીજી સતીઓ પણ ઘણી થઇ છે જેવી કે દ્રૌપદી, દમયંતી વગેરેના આખ્યાનો તને કાલે કહીશ.

## ત્રીજો દિવસ.

ત્રીજે દીવસ કામથી નિવૃત થતાંજ પુત્રીએ કહ્યું. હે માતા; સતી દમયંતીની આજે વાત કહે, માતા કહેછે. હે પુત્રી! પૂર્વે વિદર્ભ દેશની કુંદનપુર નગરીમાં ભીમક રાજા રાજ્ય કરતો હતો. તે ઘણો શુરવીર, પરાક્રમી, ધાર્મીક અને પ્રજા પ્રીય હતો. તેને દમન રૂષીના વરદાનથી દમન, દાન્ત અને દમ એ ત્રણ સ્વરૂપવાન પુત્રો થયા. અને દમયંતી નામે સુંદર અંગવાળી, ચિત્તને પ્રસન્ન કરનારી અને રૂપ ગુણે મનોહર કન્યા થઈ. એના જેવી દેવ, યક્ષ કે મનુષ્યોમાં પણ કોઈ કન્યા રૂપવંતી નહોતી તેથી તેના ઘણાં વખાણ દેશો દેશમાં થવા લાગ્યા નૈષધ દેશના રાજા વીરશેનને નળ નામે અશ્વની કુમાર સરખો મહાસ્વરૂપવાન અને ગુણવાન પુત્ર થયો. તેના રૂપ ગુણની પ્રખ્યાતી દેશોદેશમાં પ્રસરી

હતી, દમયંતીએ નળની ખ્યાતી સાંભળી અને નળે દમયંતીની ખ્યાતી સાંભળી બંને એ પરસ્પર વરવાનો મનથી નિશ્ચય કર્યો હતો. દમયંતી નળનું સ્મરણ થતાં વ્યાકુળ થઇ જતી. આ વાત દાસી મારફતે તેના મા બાપને જણાતાં ભીમક રાજાએ દમયંતીનો સ્વયંવર કરવાનો નિશ્ચય કર્યો. દેશો દેશના રાજાઓને આમંત્રણ પત્રો મોકલ્યાં. આ ખબરથી ઘણા રાજાઓ ઠાઠમાઠથી નાના પ્રકારની સેના લઇને આવ્યા. નારદમુની અને પર્વત રૂષી મારફતે ઇંદ્રને ખબર થતાં તેપણ દેવતાઓ સહીત સ્વયંવરમાં જવાને તૈયાર થયો. તેમને વિદર્ભ દેશ તરફ જતાં રસ્તામાં નળ રાજાનો સમાગમ થયો, નળ રાજાને મહા તેજસ્વી જોઈ સૌ વિષમય થયા. તેણે વિચાર કર્યો કે જો દમયંતી આ નળને જોશે તો આપણને નહીં વરતાં તેનેજ વરસે. માટે નળને કહ્યું કે,—હે નળ! તું સત્યવાન છે. અમારો દુત થઇ તું સહાયતા કર. ઇંદ્રનું વચન સાંભળી “ ઠીક તેમ કરીશ ” એવું કહી નળે પુછયું કે તમે કયાં જાઓ છો અને તમારૂં મારે શું કામ કરવું તે વાત જણાવો. “ ઇંદ્રે કહ્યું કે ” અમે દમયંતીનો સ્વયંવર થાય છે ત્યાં જઈએ છીએ. માટે તું દમયંતી પાસે જઇ કહે કે તને ઇંદ્ર વગેરે દેવતાઓ વરવા ઇચ્છેછે. તેથી તેમાંથી એકને વર. નળે ઇંદ્રનું બોલવું સાંભળી કહ્યું—“ જે વાસ્તે તમે જાઓછો તેજ વાસ્તે હું જાઉં છું. માટે તમારે મને મોકલવો ઘટીત નથી. કેમકે મેં વરવા ઇચ્છેલી સ્ત્રીનો ત્યાગ કરી બીજાને વાસ્તે કેમ માગણી કરૂં ” ! ઇંદ્રે કહ્યું “ પ્રથમ તેં કહ્યું છે કે

હું કરીશ" તે તારૂં વચન મિથ્યા કરે છે? માટે જલદી જા તું અમારા કહેવાથી જઈશ, માટે તને દમયંતીના મહેલમાં જતાં કોઈ દેખશે નહીં. ઇંદ્રના આગ્રહથી નળ જ્યાં દમયંતી બેઠી હતી ત્યાં ગયો. ત્યાં અનેક સખીઓ બેઠી હતી. નળને આ પ્રમાણે આવેલો જોઈ, તે વીસ્મય પામી બોલી તમે કોણ છો ને કેમ આવ્યા છો! "નળે કહ્યું" હું નળ છું. અને દેવતાઓનું દુતપણું કરવાને આવ્યો છું. ઈંદ્ર વગેરે દેવતાઓ તને વરવાને ઇચ્છેછે "તેમાંથી એકને તું વર" દમયંતી નળનાં વચન સાંભળી બોલી--"રાજન! હું તો આજે ઘણાં રોજ થયાં તમને તનમનથી વરી ચુકી છું. જો તમે મારો તીરસ્કાર કરશો, તો હું મારો પ્રાણ ત્યાગ કરીશ." "નળે કહ્યું" લોક પાળ સરખા દેવતાઓ તને પરણવાને તૈયારછે, તેમ છતાં તું મનુષ્યને કેમ વરવા ઈચ્છેછે. દમયંતીએ કહ્યું. હું સર્વ દેવતાઓને નમસ્કાર કરૂં છું. હું તો મનથી કરી તમનેજ વરી ચુકી છું. "ત્યારે નળે કહ્યું. હું દેવોની આડે થઈ તને ધર્મના નિયમ પ્રમાણે શી રીતે વરૂ! તેનો ઉપાય કરવો જોઈએ." "દમયંતીએ કહ્યું--હું સ્વયંવરમાં સર્વ દેવોની સમક્ષ તમને વરીશ." પછી નળે ઇંદ્ર પાસે આવી કહ્યું કે મેં તમને વરવા માટે દમયંતીને ઘણું કહ્યું પણ તે તો મનેજ સ્વયંવરમાં દેવો સમક્ષ વરવાને ઇચ્છેછે. આ વચન તમારે સત્ય જાણવું.

ભીમક રાજાએ સ્વયંવરમાં આવેલા દેવો અને રાજાઓ સર્વેને મંડપમાં ઉત્તમ આસનો પર એક બાજુએ બેસાર્યા.

અને બીજી બાજુ દમયંતી પોતાની સખીઓ અને સગાં વહાલાં સાથે બેઠી. આખી સભા ચિકાર ભરાઈ બેઠી. સૌ સમક્ષ બધા રાજાઓનું વર્ણન થવા લાગ્યું. તે વખતે દમયંતીએ ઉઠી નળ રાજાના ગળામાં પુષ્પનો હાર પહેરાવ્યો. આ જોઇ સર્વ સભાજનો ઘણા ખુશી થયા. તે વખતે નળે દમયંતીને કહ્યું--" સુંદરી! તું સર્વ દેવતાઓની સમક્ષ મને વરી છો. માટે જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ રહેશે; ત્યાં સુધી હું તારામાં પ્રીતી રાખી વર્તીશ. આ પ્રમાણે વચન આપી. બંને દેવો અને અગ્ની સમક્ષ ગયાં; ત્યાં વીધીસર લગ્ન ક્રિયા કરી." તે વખતે દેવોએ નળને નીચે પ્રમાણે આર્શીવાદ આપ્યો (૧) યજ્ઞ થાય ત્યાં ઇંદ્ર પ્રત્યક્ષ દેખાશે (૨) અન્ન તારા હાથથી મધુર થશે. (૩) તારી ધર્મમાં પ્રીતી રહેશે. (૪) જળ અને સુગંધી પુષ્પની માળા ઈચ્છા પ્રમાણે પ્રાપ્ત થશે. આ પ્રમાણે વરદાન આપી સૌ સૌને સ્થાનકે ગયા. દમયંતીને નળ સાથે મોકલી તેને ઇંદ્રસેન નામે પુત્ર અને ઇંદ્રસેના નામે પુત્રી એ બે સંતાનો થયાં. અહો રાત્રી નળ દમયંતી સુખ ચેનમાં દીવસ ભોગવેછે. દૈવ ઇચ્છા પ્રબળ છે. તેની ગતીની કોઇને ખબર પડતી નથી. ધર્માત્મા નળમાં કળિયુગે પ્રવેશ કર્યો. તેથી તેમનામાં કુબુદ્ધી ઉત્પન થઈ. તેથી પોતાના ભાઇ પુષકર સાથે જુગટું રમવાનો વિચાર કર્યો. દમયંતીએ તેમ નહીં કરવાને સમજાવ્યું, પણ તે વૃથા ગયું. અંતે નળ તેમાં રાજપાટ વગેરે

સર્વસ્વ હાર્યો. તેની પત્ની સાથે એકેક લુગડું પહેરી ગામ બહાર વનમાં જવાનો ઠરાવ થયો. વળી આ બંનેનો કોઇએ સત્કાર કરવો નહીં. દમયંતીએ પોતાના બાળકોને રથમાં બેસારી પીયર મોકલી દીધાં. તેનો સાર્થી વાર્ષ્ણેય વળતાં અયોધ્યાના રાજા રૂતુપર્ણ પાસે નોકર રહ્યો. નળ દમયંતી ભુખ્યાં તરસ્યાં ત્રણ દીવસ ગામને પાદર પડયાં રહ્યાં, પણ કોઇએ ભાવ પુછયો નહીં. છેવટે વનમાં ફળ ફુલ શોધી પોતાનો નિભાવ કરવાને ચાલી નીકળ્યાં. આગળ નળ ને પાછળ સતી દમયંતીએ સુવર્ણ સરખી સુંદર પાંખવાળાં પક્ષીઓને દીઠાં, તેને પકડી ખાવાનો વિચાર કરી પોતાને પહેરવાનું એકનું એક વસ્ત્ર હતું તે કાઢીને તેના પર નાંખ્યું કે તરત પક્ષી લુગડાં સાથે ઉડી ગયું તે જોઈ નળે કહ્યું સતી! હવે શું કરવું! આ એકજ વસ્ત્ર હતું, તેપણ ગયું ભુખ્યાં પણ પ્રાણ જાય છે. હે પ્રાણ પ્યારી? હું દુખી હાલતમાં આવી પડયો છું. ચૈતન્ય વગરનો થઈ ગયો છું. હવે પ્રાણનો નીર્વાહ શી રીતે કરવો! એ મને કંઈ સુજતું નથી. માટે તું તારે પિયર વિદર્ભ દેશ જા. આ રસ્તો તે તરફ જાય છે. " પ્રાણપ્રીય તું ત્યાં જઇશ તો સુખી થઈશ." પતીનાં આવાં વચન સાંભળી દમયંતી વ્યાકુળ ચિત્તે નેત્રમાં આંસુ લાવી બોલી;--પ્રાણનાથ! આપના આવાં વચનથી મારૂં હૃદય ખેદ પામે છે, આપે રાજ્ય અને સર્વ સંપત્તિ છોડી દીધી, વસ્ત્ર વગરના થયા, ભુખના દુખથી પીડાઓ છો, તે વખતે આપની સેવામાં

હાજર રહી, દુખમાં દીલાસો આપવાને બદલે, આ મનુષ્ય વગરના અઘોર અરણ્યમાં આપનો ત્યાગ કરી, મારા પિતાને ઘેર કેમ જાઉં! નહીં નહીં હું કદી પણ આપને છોડી જવાની નથી. હું તો આપની સેવા કરવાને સદા સાથેજ રહીશ. પુરૂષને દુઃખને વખતે ધીરજ આપનાર દુઃખ રૂપી રોગ મટાડનાર અને દીલાસો આપનાર સ્ત્રીજ છે; સ્ત્રીને પતીપ્રાણ અને જીવનહાર છે. તો હું પતી રૂપી પ્રાણનો શી રીતે ત્યાગ કરી શકું? હું તમને છોડીને એક ડગલું શી રીતે દુર જઇ શકું? માટે હું તમને કદી છોડી જનાર નથી નળે કહ્યું;–"હે સાધવી! તું કહે છે તેમજ છે, તું શા માટે ચિંતા કરે છે! હું મારા આત્માનો ત્યાગ કરીશ, પણ તારો ત્યાગ નહીં કરૂં" પછી બંને એકજ વસ્ત્ર પહેરી વનમાં ભુખ તરસ અને થાકથી પીડાતા એક ઠેકાણે બેઠા. થાકને લીધે નીંદ્રા આવવા લાગી. તેથી બંને સુતાં દમયંતી નીંદ્રાવશ થઈ ગઈ. પણ નળને ઉંઘ આવી નહીં, તેને વીચારો પર વિચારો આવવા લાગ્યા. ચિંતા યુક્ત થઈ મન સાથે વિચાર કર્યો કે મારૂં સારૂં કેમ થાય! મારી પ્રીય પત્ની મારે સારૂ દુઃખ ભોગવે છે, તેને હું ત્યાગ કરૂં તો તે તેને પિયર જાય. જો એ મારી સાથે આવશે તો નક્કી દુઃખી થશે. માટે તેને ત્યાગ કરૂં તો સુખી થાય. આવો વિચાર કરી દમયંતીને ત્યાગ કરવાનું કળિયુગના પ્રવેશથી સુઝયું. તે મન સાથે નક્કી કર્યું વળી વિચાર્યું કે દમયંતી મારામાં પ્રીતિ-

માનછે, તે મહા ભાગ્યશાળી યશસ્વીની અને મહા સતી છે, માટે તેને કોઇ પુરૂષ છેતરી શકશે નહીં. આવો વિચાર કરી બંનેએ એક વસ્ત્ર પહેર્યું હતું, તેમાંથી પોતાની તરવાર વતે અરધ કાપી લઈ ચાલતો થયો. થોડે દુર ગયા પછી પાછો વળી દમયંતી સુતી હતી, ત્યાં આવી વિચારવા લાગ્યો. અરે! મારી-પ્રીયાએ ટાઢ, તડકો, હજુ વેઠયો નથી, વાયુના ઝપાટા સહુન કર્યા નથી. પૃથ્વી પર પગ મુકયો કે, નથી આ પૃથ્વીપર સુતી, તે આજે અનાથની પેઠે ભોંયપર સુતી ? અહો કાપેલું અર્ધ વસ્ત્ર ધારણ કરેલી સતી જાગશે, ત્યારે કેવી ગભરાશે ? અરે! તે મારા વગર આ અઘોર વનમાં કેવી વ્યાકુળ થઇ ફરશે ? અને મને ન જોવાથી કેવી દુઃખી થશે ! અરે રે! તેની શી વલે થશે ? એવી રીતે કહી ચોધાર આંસુએ રૂદન કરતા બોલ્યોઃ---- “ આ સૂતેલી મારી પ્રિય સ્ત્રીની સર્વ દેવતાઓ રક્ષા કરો.” એમ કહી ભર નિદ્રામાં સૂતેલી મૂકી ભયંકર જંગલમાં ત્યાગ કરી, વિયોગના દુઃખથી પીડાતો, આંસુ ઢાળતો ચાલી નીકળ્યો.

દમયંતી જાગી જુવેછે, તો પોતાના પ્રિય પતિને ન દીઠા તેથી મહા દુઃખ પામી વ્યાકુળ થઇ પોકારવા લાગી “હે પ્રાણનાથ--હે સ્વામી! તમે કયાં ગયા છો ? તમે મારો કેમ ત્યાગ કરોછો ? અરે! હાય! હાય ! હું શું હણાઇ! અરે સ્વામીજી! હું આ અઘોર વનમાં બીહુંછું ! શું તમે મારી પરીક્ષા જોવાને સંતાઈ બેઠાછો ? નહીં નહીં? હું નિરપરાધી

અળગાનો ત્યાગ કરવાનો વિચાર કરશોમાં. પ્રાણનાથ! ઓ નળ હે રાજન! તમે ધર્મને જાણનાર અને સત્યવાદીછો. તમે મારા સ્વયંવરને વીષે "હું તારો ત્યાગ નહીં કરૂં." એમ કહ્યુંછે. છતાં આ વખતે કેમ ત્યાગ કરોછો? સ્વયં-વરમાં જે સભા વચે બોલ્યાછો, તે સત્ય કરો. શું તમે વૃક્ષ પાછળ સંતાઇ બેઠાછો? કેમ દર્શન આપતા નથી? કેમ બોલતા નથી! મારી સંભાળ કેમ લેતા નથી? આ પ્રમાણે બોલતી, ટળવળતી, આમતેમ જોતી, દોડતી ફર્યા કરેછે. જીભે ફકત એક નળનુંજ સ્મરણ લાગી રહ્યુંછે. ચિત્ત કેવળ નળમાં રહ્યું છે, તેથી રસ્તામાં વાઘ, વરૂ, સીંહ, ચીંતરા, શિયાળ વગેરે ફાડીખાનારાં જનાવરો મળેછે, તેનો ભય લાગતો નથી. તેને નિર્ભયતાથી પૂછેછે, તમે નળને દીઠા? તેઓ કઈ દીશામાં ગયા છે? ઝાડોને પણ આ પ્રમાણે વ્યાકુળ ચિત્તે સવાલ કરેછે. શરીરે ઝાંખરાના ઉઝરડા થવાથી લોહી વહે છે. કેશ કાંટામાં ભરાયછે. પગે કાંટા વાગેછે; તેનું નળમાંજ ધ્યાન લાગેલું છે. તેથી શરીરની કશી શુદ્ધ નથી. વ્યાકુળ ચિત્તે સ્વામીને ખોળતી, ગાંડી જેવી બનેલી ટીટોડીની પેઠે પોકારતી, શોક શાગરમાં ડુબેલી, આમતેમ ફરતાં રસ્તામાં એક મોટો અજગર મોહું વિકાશી પડયો હતો, તેના મુખમાં પગ પડયો, તે સાથળ સુધી ગળ્યો. વિષ શરીરે ચડવા લાગ્યું. જેવો તે પોતાના પતિ નળનો શોચ કરેછે, તેવો પોતાના પ્રાણનો શોચ કરતી નથી. તે તો આવી સ્થીતિમાં પણ ઓ નાથ

ઓ નળ! ઓ નળ ! કેમ બોલતા નથી? પ્રાણાધાર ! તમે ક્યાં ગયા? આમ પોકાર કરેછે. તે શબ્દો એક પારાધીએ સાંભળ્યા. તે સાંભળતાંજ પાસે આવીને જુએછે. તો સ્ત્રીને અજગરે સાથળ સુધી ગળેલીછે. આ જોઇ કુહાડીના ઘાથી અજગરને મારી સ્ત્રીને મુકાવી, ઘણી આસનાવાસના કરી, તેનું વૃતાંત પુછ્યું. દમયંતીએ સર્વે કહ્યું. તેને અર્ધ વસ્ત્ર પહેરેલું જોઇ પારાધીની દાનત બગડી. તેથી દમયંતીએ ક્રોધાવેશમાં આવી, અગ્ની સરખી લાલચોળ થઈ, તેને શ્રાપ આપ્યો કે; મારા પ્રાણનાથ નળરાજ વગર મનથી કરીને પણ બીજાનું ચીંતવન કરતી ન હોઉં તો આ તુચ્છ પારાધી પ્રાણ રહીત થઇ પડો ? પારાધી તરત ભયભીત થઈ પૃથ્વી પર પડયો. દમયંતી ત્યાંથી આગળ ચાલવા લાગી પર્વતો, ગુફાઓ, નદીઓ, વૃક્ષો વગેરે ઓળંગી એક મોટી શીલાપર બેસી, અઘોર વનમાં ધીરવીર અને કઠણ કાળજાના મનુષ્યનું હૃદય પીગળાવી નાંખે, એવું મહા રૂદન કરવા લાગી. તેથી આખું વન શોકમય દીસવા લાગ્યું. પશુ, પક્ષીઓ અને ફાડી ખાનારા જાનવરો પણ જ્યાંના ત્યાં સ્થીર થઈ ગયાં; આ વન દેવી છે, તે આપણને પકડશે; એવો ભય પામી નાશી જવા લાગ્યા વનમાં ફરતાં ફરતાં જ્યાં વશિષ્ટ વગેરે રૂશીઓનો આશ્રમ હતો ત્યાં આવી. તેમણે તેનો ઘણી પ્રકારે સત્કાર કરી ધીરજ આપી. રૂષીઓને દમીયંતીએ કહ્યું "મહાત્માઓ!" મારા જીવન આધાર નળ રાજા નહીં મળે. તો હું મારા દેહનો ત્યાગ કરીશ. કારણ

" સ્ત્રી જાતીને પતી વગર જીવવાથી શું લાભ છે" "રૂષીઓએ કહ્યું." સતી ! તું થોડા વખતમાં તારા પતીને મળીશ. એટલું સાંભળી રૂષીની રજા લઇ ચાલતી થઈ. ચેદી દેશના રાજા સુબાહુના મુલકમાં કોઇનો સંઘ જતો હતો, તે સંઘ સાથે ચાલી. એક વનમાં મોટું તળાવ હતું, ત્યાં સંઘે પડાવ નાંખ્યો. રાત્રે હાથીઓનું મોટું ટોળું પાણી પીવાને આવ્યું. તેણે એકદમ મોટી ગર્જના કરી. તેથી આખો સંઘ ગભરાઇ ગયો. સંઘના મનુષ્યો કહેવા લાગ્યા કે આપણા સંઘ સાથે એક વિચિત્ર દેખાવની સ્ત્રી આવી છે. તે કોઇ રાક્ષસી જણાય છે, તેણેજ આ માયા રચી હશે. માટે ચાલો તેને શોધીને મારીએ. આ સાંભળી દમયંતી ભય પામી વનમાં નાશી ગઈ. રૂદન કરતી ચેદી દેશના રાજા સુબાહુના શહેરમાં આવી, રાજાના મહેલ સામે ઉભી. સુબાહુની રાણી ગોખમાં બેઠી હતી. તેણે જાણ્યું આ કોઈ દુઃખી સ્ત્રી ઉભી છે. એમ જાણી દાસીને તેડી લાવવા હુકમ કર્યો. દાસીએ જઈ દમયંતીને મહેલમાં લાવી બેસાડી. તેના ખબર અંતર પુછ્યા; તે પરથી રાણીને દયા આવી ! તેણે કહ્યું તું અહીં રહે. હું તારા પતીને શોધવા ચાકરો મોકલીશ. તું અહીં રહેવાથી તારા પતીને મળીશ. દમયંતીએ કહ્યું, " હું કહું તે પ્રમાણે વચન પાળો તો હું રહું, હું કોઇનું ઉચ્છિષ્ટ ખાઇશ નહીં, પગે ચાલી ક્યાંએ જઇશ નહીં, કોઇ પુરૂષ મારે વીષે પાપ બુદ્ધિ કરે, તો તેનો તમારે નાશ કરવો, કારણ કે એવા અધર્મી પુરૂષની સામે જોવું પણ નહીં એવું મારૂં વ્રત છે."

હું કોઈ પુરૂષ સાથે ભાષણ કરીશ નહીં. ફકત મારા પતીની શોધ કરનાર બ્રાહ્મણનેજ નેત્રથી જોઈશ. આ રીતે તમારાથી બની શકે તો હું રહીશ. નહીં તો મારે રહેવાની ઇચ્છા નથી. રાણીએ કહ્યું આ તારૂં ઉત્તમ વ્રત છે; તે માટે તમારા કહેવા પ્રમાણે બંદોબસ્ત કરીશ. તમે બેફીકરથી રહો. રાણીએ દમયંતીને પોતાની સુનંદા નામે પુત્રી સાથે જુદા મહેલમાં રાખી.

નળ રાજા દમયંતીને ત્યાગી વનમાં ગયો, ત્યાં સળગતા દાવાનળમાં પડેલા એક કર્કોટકે નમન કરી કહ્યું--મેં નારદજી નો છળ કર્યો હતો--તેથી તેણે કોપ કરી શ્રાપ આપ્યો છે, કે તું નળ રાજા આવે ત્યાં સુધી અહીં સ્થીર થઈ રહેજે. જ્યારે નળ તને અહીંથી ઉપાડી બીજે મુકશે, ત્યારે શ્રાપથી મુકત થશે. રાજન! હું એક પગલું પણ ચાલી શકતો નથી. માટે આ મહા દાવાનળથી મારી રક્ષા કરો હું તમારો સખા થઈ તમારૂં પ્રિય કરીશ; ત્યારે નળે તેને અગ્નીથી મુકત કર્યો, ત્યારે તેણે કહ્યું કે--તમે કોઇ પ્રાણીથી ભય પામશો નહીં. તમે અયોધ્યા નગરીના રૂતુપર્ણ રાજા પાસે જઈ બાહુક નામે સારથી છું એમ કહેજો, તમે તેને અશ્વ વિદ્યા શીખવજો. તેથી તે તમારો મિત્ર થશે. ત્યારે તમે દુઃખમાંથી મુકત થશો. અને તમારાં બાઇડી છોકરાં તથા રાજ્યને પામશો. એટલું કહી એ જતો રહ્યો. નળ રાજા અયોધ્યામાં ગયા ત્યાં રૂતુપર્ણે સત્કાર કર્યો. અને સારથીની પદવી આપી. તેના હાથ નીચે વાર્ષ્ણેય તથા જીવલને સારથી

રાખ્યા આ વખતે નળ રાજા ઓળખી ન શકાય એવા શરીરનો થઈ ગયો હતો. તે રોજ સાંજે એક શ્લોક બોલતો તેનો ભાવાર્થ-- અરે રે! ક્ષુધા તૃષાએ પીડાએલી સ્ત્રી થાકી જઇને, પોતાના મંદ બુદ્ધિના પતિને યાદ કરી કયાં સુતી હશે! "આવાં વચન સાંભળી જીવલે પુછ્યું કે, તું જેનો શોક કરે છે તે કોણ છે? અને કોની સ્ત્રી છે? બાહુકે જવાબ દીધો કે, "તે કોઇ મંદ બુદ્ધિવાળા પુરૂષની ઘણી માનેતી સ્ત્રી છે તેનો તેણે કારણસર ત્યાગ કર્યો છે. તે ી દુઃખી થઈ પોતાની મરજી પ્રમાણે ફરે છે. તે પુરૂષ પહેલાં મહાન રાજા હતો, હાલ ખરાબ સ્થિતીમાં રહી, પોતાની સ્ત્રીને યાદ કરી દુઃખ પામે છે." એમ કહી ઓળખાણ ન પડે તેવી રીતે ત્યાં રહ્યો, નળ અયોધ્યાના રાજાને ત્યાં ને દમયંતી ચેદી રાજાની રાણી પાસે એમ બંને આશ્રય મળવાથી રહ્યાં.

ભીમક રાજાએ નળ દમયંતીના શોધ માટે ચારે તરફ બ્રાહ્મણો મોકલી દીધા. શોધ કરતાં કરતાં સુદેવ બ્રાહ્મણ ચેદી દેશના રાજા સુબાહુના ગામમાં આવ્યો. રાજ્ય મહેલમાં ગયો, ત્યાં સુનંદા પાસે સૂકાએલ શરીરે સુંદર સ્વરૂપવાન દમયંતી દીઠી. તેને ભીમક રાજાના ખબર આપ્યા, દમયંતી પોતાના માત પીતા ઘણાં ચિંતાતુરછે, એવી ખબર સાંભળી રૂદન કરવા લાગી. તે જોઈ સુનંદા પણ ઘણી દીલગીર થઈ. તેણે આ ખબર પોતાની માતાને આપ્યા. રાણી દમયંતી પાસે આવી, બ્રાહ્મણને ખબર પુછવા લાગી

મહારાજ! આ સૈહંધ્રી કોની પુત્રીછે! અને કોની રાણી છે? તે પોતાના પ્રિય પતિ તથા માતપીતાથી કેમ વિયોગ પામીછે? તેને તમે કેમ ઓળખી? એ સર્વ કહો. બ્રાહ્મણે સર્વ હકીકત માંડીને કહી સંભળાવી. તે સાંભળી સુનંદા તથા તેની માતા રૂદન કરતાં કરતાં સ્તબ્ધ થઇ ગયાં. પછી દમયંતીને કહ્યું. તું તો મારી બેનની દીકરી થાયછે. મેં પણ આ તારા લલાટના લાલમસથી હવે ઓળખી. હું તારી મા બંને દશાર્ણ દેશના સુદામા રાજાની પુત્રીઓ છીએ. તારો જન્મ દશાર્ણ દેશમાં છે. તારે હવે કશી ચીંતા ન કરવી. આ ઘર તારૂંજ છે, અને હું તારી માતાજ છું એમ સમજ. દમયંતી આ સાંભળી પગે લાગી બોલી— તમે ઓળખતાં નહોતા તો પણ તમે મારી બરદાસ બરોબર કરીછે, મને હવે જવાની જલદી રજા આપો, કારણ મારાં બે નાનાં બાળકો મારા પિતાને ત્યાં છે. તે મારા વીના શોચ કરતાં હશે, માટે કૃપા કરી મને વિદર્ભ દેશ મોકલાવો; ત્યારે તેની માસીએ હા પાડી. પોતાના પુત્રને કહી પાલખીમાં બેસાડી, કેટલીક સેના સાથે મોકલી દીધી. તેનાં માતા પીતા દમયંતીને જોઇ ઘણાં ખુશી થયા. દમયંતીએ પોતાની માતાને જણાવ્યું કે "જો મારા જીવની આશા રાખતા હો, તો તમારા જમાઇ નળની શોધ કરાવો." ભીમક રાજાએ તેના કહેવા પ્રમાણે બ્રાહ્મણો મોકલ્યા. સતી દમયંતીએ બ્રાહ્મણોને કહ્યું કે જ્યાં જાઓ ત્યાં જઇ એમ કહેવું કે—"હે કપટી! અઘોર વનમાં અર્ધું વસ્ત્ર કાપી

સુતેલી પ્રીય સ્ત્રીનો ત્યાગ કરી ગયા તે તમને ઘટીત નહોતું; કેમકે પતિએ પોતાની સ્ત્રીનું ભરણપોષણ કરવું જોઇએ." બ્રાહ્મણો દેશોદેશ ફરવા લાગ્યા. અયોધ્યા પુરીમાં રૂતુપર્ણ રાજા પાસે પર્ણાદ નામે બ્રાહ્મણ આવ્યો, તેણે સભામાં દમયંતીના કહેવા પ્રમાણે આવી કહ્યું. પણ સભામાંથી કોઇએ જવાબ આપ્યો નહીં. બ્રાહ્મણે જવાની તૈયારી કરી, ત્યારે બાહુક નામના સારથીએ એકાન્તે આવી, નિશ્વાસ નાંખી ઘણું રૂદન કરતાં કરતાં, સર્વના કુશળ ખબર પુછ્યા અને કહ્યું,--"કુલીન સ્ત્રી ખરાબ હાલતમાં આવ્યા છતાં પોતાનું શિયળ પણ સાચવેછે, તે સ્વર્ગને પામે છે. પોતાના નિર્વાહ વાસ્તે પક્ષીઓ પકડવા જતાં, જેનાં વસ્ત્ર હરણ થએલાં છે એવો પોતાનો પતિ જ્યારે પાછો આવે; ત્યારે તેનાપર ક્રોધ ન કરવો જોઇએ." પર્ણાદ બ્રાહ્મણ આ સાંભળી દમયંતી પાસે આવ્યો. તેણે યથાસ્થિત વાત કરી બતાવી. દમયંતીએ આ વાત પોતાની માને કહી. તેણે ભીમક રાજાને જણાવ્યું. તે પરથી સુદેવ બ્રાહ્મણને નળને બોલાવવા મોકલ્યો. તેને દમયંતીએ કહી રાખ્યું હતું કે, તારે રૂતુપર્ણ પાસે જઈ કહેવું કે, દમયંતીનો ફરી સ્વ-યંવર થાયછે. ત્યાં ઘણા રાજાઓ આવશે. આપને આવવા ઇચ્છા હોય તો તુરત પધારો. સુદેવે તે પ્રમાણે જઈ રૂતુપર્ણને કહ્યું. તેણે બાહુક નામના સારથીને કહ્યું કે, વિદર્ભ દેશમાં દમયંતીનો ફરી સ્વયંવર થાયછે. ત્યાં મારે એક દીવસમાં જઈ પહોંચવું છે. બાહુકે વિચાર કર્યો કે, દમયંતીએ દુઃખે

કરી ફરી સ્વયંવર કરવાનો વિચાર કર્યો હશે ! કે મારે માટેજ આ ઉપાય કર્યો હશે ! જે હોય તે ખરૂં, પણ ત્યાં જવાથી તેનો નિશ્ચય થશે. એમ મન સાથે વિચાર કરી, રાજાને કહ્યું;-"હું આપની મરજી પ્રમાણે પહોંચાડીશ." પછી ઉત્તમ વાયુ સરખા વેગવાળા ઘોડા રથને જોડી ચલાવવામાં એવી ચતુરાઇ બતાવી કે, તે જોઇ રાજા ઘણો ખુશી થયો. રથ ઘણો વેગથી ચાલ્યો જાયછે, ત્યાં રસ્તામાં એક બેડાનું ઝાડ આવ્યું. રાજાએ કહ્યું, આ ઝાડપર જે ફળ તથા પાનછે તથા નીચે ફળ ને પાન પડયાં છે. તેની ગણુતરી કહું તે તું સાંભળ, ખરી પડેલાં પાન એકસો ને એક અને ફળ એકજ છે. વ્રક્ષની આ બે શાખાઓમાં પાંચ કરોડ પાન અને બે હજાર પંચાણું ફળ છે. માટે તારે ચોકસ કરવું હોય તો કરી જો તેપરથી બાહુકે રથ ઉભ્યો રાખ્યો. વૃક્ષને કાપી ફળ તથા પાન ગણ્યાં, તો રાજાના કહેવા પ્રમાણેજ થયાં આ જોઇ બાહુક આશ્ચર્ય પામ્યો અને રાજાને કહ્યું કે તમે મને આ વિદ્યા શીખવો અને હું તમને અશ્વ ચલાવવાની વિદ્યા શીખવીશ. પછી રૂતુપર્ણે ગણુવાની તથા પાસા નાંખવાની વિદ્યા શીખવી કે તેના શરીરમાંથી કળીયુગ હતો તે દુર થયો. અને સુબુદ્ધિ ઉત્પન થઇ આવી. રૂતુપર્ણે કહ્યું હું અશ્વ વિદ્યા મારી મરજી થશે ત્યારે શીખવીશ પછી બાહુકે રથ જોસથી હાંકયો કે તરત ભીમક રાજાના કુંદનપુરમાં આવી પહોંચ્યા.

દમયંતીએ રથના પૈડાંનો મેઘની ગર્જના સરખો ગડગડાટ સાંભળી જાણ્યું કે, આવો અવાજ નળના હાંકવા સીવાય થાય નહીં. એમ જાણી તેને જોવાને મહેલની અગાશીમાં ગઈ, ને જોયું તો વાર્ષ્ણેય તથા બાહુક સારથી સાથે રૂતુપર્ણ રાજાને જોયા, પણ નળે જુદો વેશ લીધેલો હોવાથી બરાબર ઓળખી શકાય એવું નહોતું. રૂતુપર્ણ આવી તરત ભીમક રાજા પાસે ગયો ભીમકે આદર સત્કાર કરી પુછયું કે "આપ શા કારણે પધાર્યા છો?" સ્વયંવર વીષે કંઇ તૈયારી જોવામાં આવી નહીં, તેમાં ભીમક રાજા પણ તે સબંધે કંઈ જાણતો નથી. એવું જોઇ, રૂતુપર્ણે કહ્યું--હું આપને મળવા માટેજ આવ્યો છું; પરંતુ ભીમકે જાણ્યું કે એટલે દુરથી આવવાનું કંઈ કારણ હોવું જોઇએ. હશે! જે હશે તે જણાઇ રહેશે. પછી દમયંતીએ કેશીની નામની દાસીને બોલાવીને કહ્યું કે;--જા તપાસ કરકે, ટુંકા હાથાવાળો રથ હાંકનાર કોણ છે! અને પુછજે કે શા માટે આવ્યા છો? મને તો એ નળ રાજન લાગે છે. પછી જેવા હોય તેવા ખબર લાવ- કેશીનીએ જઇ પુછયું કે--આપનું અહીં પધારવું શા કારણથી થયું છે.! બાહુકે કહ્યું; -સુદેવ બ્રાહ્મણના કહેવા પ્રમાણે દમયંતીનો બીજીવાર સ્વયંવર થાય છે તે માટે અમે આવ્યા છીએ. કેશીનીએ પુછયું - "આ બીજો પુરૂષ કોણ છે! અને તમે કોણ છો! બાહુકે કહ્યું" "નળ રાજા જ્યારે વન ગયા, ત્યારે તેનો સારથી નળના છોકરાને અહીં મુકી રૂતુપર્ણ રાજાને ત્યાં સારથી થઇ રહ્યો

છે. મને પણ અશ્વ વિદ્યામાં કુશળ જાણી સારથી રાખેલ છે. કેશીનીએ કહ્યું-," "વાર્ષ્ણેય"! નળ રાજા કયાં છે! બાહુકે કહ્યું;- નળ રાજાના ખબર નથી કારણ કે તે જુદા જુદા વેશે ફરે છે તેથી તેને કોઈ ઓળખી શકતું નથી. કેશીનીએ કહ્યું;-અયોધ્યામાં પ્રથમ કોઇ બ્રાહ્મણ આવ્યો હતો: તેણે કોઈ સ્ત્રીના કહેલાં વાકય કહ્યાં હતાં, ને તેને તમે કંઈ ઉતર આપ્યો હતો? આ સાંભળી ખેદ યુકત હૃદયથી બાહુકે કહ્યું;--રાજય ભ્રષ્ટ થએલા પતીએ કોઇ કારણથી કુલીન સ્ત્રીનો ત્યાગ કર્યો હોય તોપણ તેણે પોતાના પતિપર ક્રોધ કરવો ઘટીત નથી. પોતાના પ્રાણનો નિર્વાહ કરવાની ઇચ્છાથી પક્ષીપર નાખેલું વસ્ત્ર પક્ષીઓએ હરણ કરવાથી વસ્ત્ર રહીત થયેલાં પતી ઉપર સતી સ્ત્રીએ દોષ દ્રષ્ટિથી જોવાનું નથી. આ પ્રમાણે બોલતાંજ બાહુકની આંખમાંથી દડદડ આંસુની ધારા વહેવા લાગી. આ બનાવ જોઇ કેશીનીએ દમયંતીને સર્વ વાતથી વાકેફ કરી. દમયંતીએ જાણ્યું કે તેજ નળ છે પણ તેના સ્વરૂપનાં ફેરફારે બરાબર ઓળખાતા નથી. માટે ફરી પરીક્ષા કરવાને કેશીનીને મોકલી, કેશીનીએ તેના દેવ તથા મનુષ્ય સરખાં સર્વે ચિન્હો જોઈ દમયંતીને વાકેફ કરી. આ સાંભળી દમયંતી રૂદન કરવા લાગી, ફરી કેશીનીને કહ્યું કે--તેના રસોડામાંથી ખાવાનું લઇ આવ. કેશીની લઈ આવી, તેનું ભોજન દમયંતીએ કર્યું. તે પરથી નિશ્ચય કર્યો કે તેજ નળ છે. એવી પકી ખાતરી થતાંજ તે વધારે ખેદયુકત થઈ રૂદન કરવા લાગી. પોતાનાં બે બાળકોને કેશીની સાથે

બાહુક પાસે મોકલ્યાં. નળે તરત ઓળખી કાઢીને સામા જઈ તેડી લાવી, ખોળામાં બેસાડયાં અને સામું જોઈ રૂદન કરવા લાગ્યો. પોતાના સ્વરૂપની ઓળખાણ ન પડે, માટે તે બાળકોને પાછાં આપી બોલ્યો કે, મને મારાં બે બાળક સરખાં આ બાળકને જોઈ નેત્રમાં આંસુ આવે છે. કેશીની! તું મારી પાસે વારંવાર આવે છે તેથી લોક દોષ મુકશે, અમે પરદેશી છીએ, માટે મારી પાસે વારંવાર આવવું એ લોક વિરૂદ્ધ ગણાય;--

બાહુકનાં આવાં વચન સાંભળી કેશીનીએ દમયંતીને વાત કરી. તે પરથી દમયંતીએ કેશીનીને પોતાની મા પાસે કહેવરાવ્યું કે;– આ બાહુકજ નળ હશે, એવી શંકાથી તેની ઘણી પરીક્ષા કરાવી જોઇ. તે બરાબર મળેછે, પણ તેનાં સ્વરૂપ વીષે મને શંકા આવે છે. માટે હું જાતે તેની પરીક્ષા કરવા ઇચ્છુંછું. તેથી બાહુક મારા મહેલ પ્રત્યે આવે અગર હું તેને ત્યાં જાઉં; એવી રીતે કરવાને મને રજા આપો. દમયંતીની માએ તેના પિતાને વાત કરી. તેથી રાજાએ તેમ કરવા હા પાડી, કેશીનીને મોકલી નળને પોતાને મહેલ બોલાવ્યો. જેવાં એકબીજાનાં નેત્ર મળ્યાં કે તુરત દુઃખથી બંનેના નેત્રમાં આંસુ ભરાઇ આવ્યાં, પતિવૃતા દમયંતીએ બાહુકને કહ્યું;–" ધર્મને જાણનારા નળ રાજા વનમાં પોતાની સ્ત્રીનો ત્યાગ કરીને ગયા છે, તેને કોઈ દીવસે નેત્રથી જોયા છે? અપરાધ વગરની નિદ્રાવશ થયેલી પોતાની પ્રીય પત્નિને અઘોર વનમાં છોડી દઇ નળ રાજા

વગર બીજો કયો પુરૂષ જતો રહે ! હું મારા સ્વયંવરમાં આવેલા દેવતાઓનો ત્યાગ કરીને નળ રાજાને વરીછું, માટે હું તેનીજ છાયામાં રહેનારી ને સંતાન વાળીછું, તેમ છતાં તેણે મારો કેમ ત્યાગ કર્યો હશે ? તેણે અગ્ની તથા દેવ સમક્ષ મારો કરગ્રહણ કરીને—“હું તારી સાથે પ્રીતીથી સદાય વર્તીશ” એવી પ્રતિજ્ઞા લીધી છે. તે પ્રતિજ્ઞા ક્યાં ગઈ?” આ પ્રમાણે બોલતાં દમયંતી ચોધાર આંસુએ રૂદન કરવા લાગી, ત્યારે બાહુકે કહ્યું; હે પતિવ્રતે ! મારૂં રાજ્ય નાશ પામ્યું, તારો મેં ત્યાગ કર્યો, એ બધું મેં નથી કર્યું, પરંતુ મારી અંદર કળિયુગે પ્રવેશ કરવાથી મારી બુદ્ધી ભ્રષ્ટ થઇ તેથી થયું હતું. તે કળિથી ઉત્પન્ન થયેલી કુબુદ્ધી દુર થઈ, ત્યાર પછી તારો શોધ કરતો અહીં આવ્યોછું. ભીમક રાજાના ફરમાનથી દેશાવરમાં દુતો ફરેછે, તે કહેછે કે, દમયંતી બીજા પતિને ફરીથી વરશે. નીચ સ્ત્રીની પેઠે આ કાર્ય તને લાયક નહીં, તારા સ્વયંવરની વાત સાંભળી આ રૂતુપર્ણ રાજા અહીં આવ્યો છે. દમયંતી પતિનાં આવા વચન સાંભળી ભય પામી થર, થર, કંપતી હાથ જોડી બોલી કે,—પ્રીય સ્વામીનાથ ! તમે મારા વીષે કંઇ શંકા ધરશો નહીં, કારણ હું દેવોને મુકી તમને વરીછું. મારા પીતાએ મારા કહેવાથીજ બ્રાહ્મણો તમારી શોધ કરવા સારૂ મોકલ્યા છે. તે મારા કહેલાં વચનો બોલતા ફરેછે, તેમાં પર્ણાદ તમારો શોધ લાવ્યો. તે મને ખબર થતાં, તમો તરત અહીં આવો એ સારૂંજ મારો ફરીથી સ્વયંવર થશે

એવું બહાનું કાઢ્યું. પ્રાણ પ્રિય ! હું ધારતી હતી કે જો આપજ હશો, તો ગમે તેમ કરીને પણ એકદમ આવી પહોંચશો. આપ વીના ટુંકી મુદતમાં એકદમ કોણ આવી શકે તેમ છે! પ્રાણનાથ ! હું મને કરીને પણં અધર્મ રસ્તે પૃવત્તિ નથી. તે સત્યપણાએ આપણાં બે ચરણ સ્પર્શ કરૂં છું. મેં કોઈ દીવસ પાપ કર્મનું આચરણ કર્યું હોય, તો આણા જગતનાં પ્રકાશમાન વાયુ, સુર્ય, ચંદ્ર અને દેવો મારા પ્રાણનો નાશ કરો, નહીંતો જેવું મારૂં સત્ય પણું છે તેવું જણાવો. સતી દમયંતીની આવી પ્રાર્થનાથી દેવોએ પવિત્રવાણી ઉચ્ચારી શાક્ષી આપી કે;—અમે દમયંતીની રક્ષા કરીછે. તેણે સ્વધર્મનું પાલન કર્યુંછે, તેણે કેવળ તારી પ્રાપ્તિ માટેજ આ ફરીથી સ્વયંવરનું બહાનું કર્યું. તેમાં ટુંકી મુદતે સર્વેને આવવાનું હતું, તો તેમાં તારા સીવાય બીજો કોણ પુરૂષ એકદમ આહીં આવવા સમર્થ થાય! માટે હે રાજન ! તને તારી ધર્મ પત્નિ પ્રાપ્ત થઈ, માટે તું શંકારહીત થઇ કુટુંબ સાથે તારે દેશ જા. એવો આશીરવાદ આપ્યો. નળનું સ્વરૂપ હતું તેવું થઈ ગયું. આ જોઈ દમયંતી હર્ષ પામી સજળ નેત્રે પતિને ભેટી પડી. નળ પણ ખુશી થયો. આ બાહુક તે નળ છે, એ જોઇ દમયંતીના માબાપ ખુશી થયાં. નળ પોતાની પ્યારી સ્ત્રી દમયંતીને તેડી સ્વદેશ ગયો. આ ચરિત્રપરથી જણાય છે કે દમયંતીનો નળે વનમાં ત્યાગ કર્યો. તેથી તેને અનેક પ્રકારનાં દુઃખ પડયાં, તો પણ

પતિપર તેવોજ અખંડ પ્રેમ રાખી રહી, શિયળ સાચવી પોતાનું સતીત્વ બતાવી આપ્યું. તેથી કરી જગતમાં અખંડ અમર કીર્તી રહી ગઇછે. હે પુત્રી ! આજે તને સતી દમયંતીનું ચરિત્ર સંભળાવ્યું પણ કાલે તને સતી દ્રોપદીનું ચરિત્ર સંભળાવીશ. પછી બંને માતા તથા પુત્રી પોત પોતાને સ્થાને ગઇ.

## ચોથો દિવસ.

ચોથે દીવસે માતા તથા પુત્રી કામથી નીવૃત થતાંજ હમેશની પેઠે બેઠાં. ત્યારે પુત્રી કહે છે હે માતા ! આજે સતી દ્રોપદીનું ચરિત્ર સંભળાવવાનું કહ્યું છે. તો તે સંભળાવો માતા કહે છે આ સતી પાંચાલ દેશના કામ્પિલ નગરના રાજા દ્રુપદની પુત્રી થાય. એ સ્વરૂપે સુંદર, તેજસ્વી અને જરા શ્યામ વર્ણે હતી, બાલ્ય કાળમાં પિતાને ત્યાં આચાર્યની પાસે ઉપદેશ ગ્રહણ કરતી હતી. ચિત્ર રચના, શિલ્પ કાર્ય, ધર્મ શાસ્ત્ર અને અધ્યાત્મિક જ્ઞાન વગેરે સઘળા વિષયનું તેણે યત્ન પુર્વક શિક્ષણ મેળવ્યું હતું. એ રાજ્ય પુત્રી હતી છતાં પોતાનો ખારીલો અને હઠીલો સ્વભાવ દાબી રાખતી. એ દુઃખમાં રોયા કરે એવી નહોતી, પણ સ્થિતિને અનુકુળ થઈ રહી સદા પ્રસન રહેતી તે ઠરેલ, પાકી અને સાવધ હતી. સંકટ સમયે નહીં ગભરાતાં, બને તેટલો ઉપાય કરે તેવી, ને વ્યવહારમાં કુશળ હતી. તેનામાં પુરૂષ શૌર્ય હતું. ગમે તેવા પ્રસંગે પણ નિર્ભયતાથી જવાબ આપતી. તેનો સ્વભાવ જરા રીસાળ અને છણકો કરવાનો હતો, પણ

પ્રસંગ વીત્યા પછી તેમાંનું તેને કાંઇ નહીં, સામા મનુષ્યના મનની તરત પરીક્ષા કરી લેતી, એવી તે ચતુર અને હુશીઆર હતી. ભારત ભુમીમાં પાંચ મુખ્ય સતી ગણાય છે તેમાં એ પ્રખ્યાત સતી હતી.

દ્રૌપદીને દ્રુપદ રાજાએ સ્વયંવરથી પરણાવવાનો વિચાર કરી, દેશાવરના રાજાઓને પધારવા આમંત્રણ મોકલ્યાં તેથી કૌરવો--દુર્યોધન તથા કર્ણ વગેરે--કૃષ્ણ, બળરામ, સિંધુ દેશનો જયદ્રથ, પૌંડ્રનો વાસુદેવ, ચેદિનો શિશુપાળ વિરાટનો રાજા, મદ્રનો શલ્ય વગેરે રાજા રાણાઓ આવી એકઠા થયા હતા. પાંડવો આ વખતે વનવાસમાં હતા તેઓ પણ આ સમાચારથી લલચાઇ, સ્વયંવર જોવા રૂષીયો સાથે બ્રાહ્મણ રૂષિના વેશે આવ્યા. સ્વયંવર મંડપનો અલૌકિક ઠાઠ હતો. એક બાજુ રાજાઓ બેઠા હતા. એક બાજુ રૂષિ મંડળ અને એક બાજુ દ્રૌપદી પોતાની દાસીઓ સાથે શણગાર સજી બેઠી હતી. વચમાં સ્થંભ પર સુવર્ણ મત્સ્ય ટાંગ્યો હતો. તેને ફરતાં ચક્રો ઉલટાં સુલટાં ફર્યા કરતાં હતાં. નીચે એક ધનુષ્ય પડ્યું હતું, વાજીંત્રો મધુર સુરોથી સભાજનોનાં મનને આનંદ આપતાં હતાં. સ્ત્રીઓ શણગાર સજી મંગળ ગીતો ગાતી હતી. આ પ્રસંગે દ્રુપદ પુત્ર ધૃષ્ટધુમન સ્વયંવર મંડપમાં ઉભો થઇ બોલ્યો.--" વીર પુરૂષે આ દંડની ઉપર સુવર્ણ મત્સ્ય છે. તેની આંખ આ ધનુષ્ય વડે જે વીંધશે, તે દ્રૌપદીને વરસે. કોઇએ એકથી બીજી વાર બાણ મારવું નહીં. જેની શકિત હોય તે ઉઠો " પછી

કેટલાક ઉઠયા, પણ ધનુષ્ય વાળી ન શકયા, કેટલાક અપમાન થવાને ભયે ઉઠયા નહીં. પછી કર્ણે ઉઠી ધનુષ્ય વાળ્યું. તેમાં બાણ યોજવાનું કર્યું કે, દ્રૌપદી બોલી "હું સૂત પુત્રને નહીં પરણું." કર્ણ ઝાંખો પડયો, પણ હસતું મુખ રાખી મંડપ બહાર જઈ બેઠો, જ્યારે સૌ રાજા હારી બેઠા. ત્યારે રૂષિ મંડળમાં બેઠેલા પાંડવોમાંથી અર્જુને ઉભા થઈ ધનુષ્ય ચડાવ્યું. બ્રાહ્મણને ધનુષ્ય ચડાવતો જોઈ સૌ આશ્ચર્ય પામ્યા, પણ અર્જુને દ્રોણ ગુરૂનું સ્મરણ કરી બાણ સાધી માર્યું કે મત્સ્યની આંખ વીંધાઇ ગઇ. ધન્ય ! ધન્ય ! વાહવા થઈ રહી દ્રૌપદીએ અર્જુનને પ્રેમથી હાર પહેરાવ્યો. પાંડવો દ્રૌપદીને લઈ પોતાને ઉતારે આવ્યા. દ્રુપદ રાજાએ દ્રૌપદીને શાસ્ત્ર વિધિએ પરણાવી.

દ્રૌપદી પાંડવો સાથે ઇંદ્રપ્રસ્થમાં રહી, રાજકાજના કાર્યમાં મોટી સલાહકાર થઈ પડી હતી. તેમજ સંસાર, વ્યવહારનાં કાર્યો કરતી, અભ્યાગત, અતિથિ, અને દાસ દાસીઓને ભોજન તથા પોશાક વિષયની વ્યવસ્થા કરતી. ગોશાળા અને મેષશાળા પોતે જોતી. ખજાનો તેના હાથમાં હતો. આવક જાવકનું સઘળું કામ કરતી. જે કાર્યનો ભાર લેતી હતી, તે અભિવિનત અને શાંત ભાવથી કરતી હતી. તે કહેતી કે;–"જીવ નિષ્કામ નહીં હોય તો મુકિત મેળવી શકતો નથી." જ્યારે વનવાસમાં હતી; ત્યારે કામ, ક્રોધ અને અહંકારને છોડી, હમેશાં પાંડવો અને તેઓની બીજી સ્ત્રીઓની સેવા કરતી. પ્રાત:કાળે વહેલી ઉઠી સ્નાન, કરી

ઇશ્વરોપાસના વગેરે નિત્ય કર્મ કરતી. પછી ધ્યાન પૂર્વક એકાગ્ર ચિત્તે પતિના કહેવા પ્રમાણે કામે લાગતી. ઘરની સર્વ સામગ્રી સ્વચ્છ કરતી, ઘર લીંપતી, વખતસર રસોઇ કરી ભોજન કરાવતી, સાવચેતથી ધાન્યની રક્ષા કરતી, દુષ્ટ સ્ત્રી-ઓની સાથે કદીપણ સહવાસ કરતી નહીં, તીરસ્કાર ભરેલાં વાકયો મોંએ કદીપણ લાવતી નહીં. સર્વના પ્રતિ આળસ્ય શુન્ય થઇને કાળ ગાળતી, ઘણાજ અગત્યના આનંદોત્સવમાં જતી, તો મર્યાદાથી રહેતી. ઘણાજ આશ્ચર્યકારક બનાવોમાં મંદ હાસ્ય કરતી, સીવાય કદીપણ હસતી નહીં. દરવાજા ઉપર, ગંદકીની જગ્યોમાં, ગૃહોપવનમાં ઉભી રહેતી નહીં. સત્યમાં નિમગ્ન રહીને નીરંતર પતિ સેવા કર્યા સીવાય એક પળ પણ સુખી રહેતી નહીં. સ્વામી કોઇ સંકટમાં હોય તો તે નિવાર્ણાર્થે પુષ્પ અને અનુલેપનનો ત્યાગ કરી વૃતાનુષ્ટાન કરતી તેમજ સ્વામીના હિતાર્થે અલંકૃત થઇને હીતનુષ્ટાન કરતી. ઇર્ષા ત્યાગી, મનને વશ કરી પતિ જેમ પ્રસન્ન થાય તેમ કરતી. દુરથી બોલાવે અગર ઇસારો કરે કે, સ્વામી પાસે તરત હાજર થતી અને તેમની ઇચ્છાનુંસાર ચાલતી. પતિને ખોટું લાગે એવું કંઈ પણ આચરતી નહીં, ખરાબ પદાર્થ જોતી નહીં, પ્રાણનાથ વિના દેવ, મનુષ્ય કે ગંધર્વ ગમે તેવા રૂપાળા યુવાન વસ્ત્રાલંકારથી શોભીત હોય, તોપણ તેને તુચ્છ લેખતી. એક પતિનેજ સુર્ય, અગ્ની અને ચંદ્રસ્વરૂપ માનતી. પતિ વીનાની સ્ત્રીનો સંસાર શોકનું કારણ છે, સંસારમાં પતિ એજ સુખ માત્રનો હેતુ છે. પતિજ આ સંસારમાં તારણહાર છે એવું

સમજી તન, મન, કર્મ અને કાયાથી પતીજ પર ભાવ રાખતી. સુંદર વસ્ત્રાલંકાર સજી, પુષ્પ અને ચંદન ચર્ચી પતિ સેવામાં હાજર થતી. પતિના પરદેશ ગમન પ્રસંગે ઉત્તમ વસ્ત્રાભુષણનો ત્યાગ કરી, વૃત, નિયમ કરતી રહેતી. કુટુંબનાં જે જે ધર્મો પાળવાને સાસુજી કુંતા કહેતા, તે પ્રમાણે પાળતી, વૃધ, વડીલો વગેરે માન્ય પુરૂષોને માન આપતી. બ્રાહ્મણો, ગરીબોને અન્ન અને વસ્ત્રો આપી સંતુષ્ટ કરતી. રાજ્યના હાથી, ઘોડા, રથ, પાલખી વગેરે વાહનો કેવી સ્થીતિમાં છે, તેની સંભાળ રાખતી. સઘળા કુટુંબનો ભાર માથે લઇ પતિ નિશ્ચિંત રહે તેમ કરતી. એ પ્રમાણે અહોનીષ વર્તી તેણે પતિની પ્રીતી મેળવી હતી. પતિ પણ તેમને ઘણા ચાહતા હતા, પ્રેમ પૂર્વક માન આપી રાજી રાખતા હતા એવો પરસ્પર ઘણો સ્નેહ હતો! દ્રૌપદી પતીની બીજી સ્ત્રીઓ સાથે પણ બેનો જેવો ભાવ રાખતી હતી. જ્યારે અર્જુન સુભદ્રાને હરી લાવ્યા, ત્યારે દ્રૌપદીએ સુભદ્રાને છાતી સાથે દાબી પ્રેમથી બેન કહી હતી અને સદા બેન પ્રમાણેજ ભાવ રાખી વર્તી હતી. સુભદ્રાને અભિમન્યુ જન્મ્યા, પછી દ્રૌપદીને પાંચ પુત્રો થયા હતા.

યુધિષ્ટર દુર્યોધન સાથે દ્યુત રમતાં સકળ સંપતિ હારી ગયા--પાંચે ભાઇઓ અને દ્રૌપદી દાસ થયાં. દ્રૌપદીને સભામાં ખેંચી લાવવા દુર્યોધને પ્રયત્ન આદર્યો. તેને વિદુરે ઘણો વાર્યો પણ વર્યો નહીં. એક સેવકને દ્રૌપદીને લાવવા આજ્ઞા કરી. સેવકે દ્રૌપદીને આવવાનું કહ્યું. ત્યારે

તે બોલી કે, તું પુછીને આવકે યુધીષ્ટરે દાસ થયાં પહેલાં મને હોડમાં મુકી હતી કે પછી ! સેવકે સભામાં આવી સર્વે વિગત કહી બતાવી. એ સાંભળી દુર્યોધન બોલ્યો; એ મિથ્યા શબ્દવાદ શાને માટે સાંભળે છે? જા તરત તેડી લાવ, સેવક જવાનું કરતો હતો, પણ ભીમના ડોળા જોઇ ડરી ગયો. પછી દુર્યોધને દુઃશાસનને મોકલ્યો તેણે દ્રૌપદીને કહ્યું કે, તમારે જે કહેવુ હોય તે સભામાં આવી કહો. દ્રૌપદી બોલી,–કૌરવોનો અંત હવે પાસે આવ્યો છે. તેથી તેઓ આવાં કર્મ કરે છે." પછી તે કંપતી કંપતી દુઃશાસન સાથે ચાલી. રસ્તાનાં લોકને આ વાતની ખબર પડતાં, તે વાત આખા શહેરમાં એકદમ પવનની પેઠે પ્રસરી ગઈ. સજ્જનો અંતઃકરણથી ખેદ કરવા લાગ્યા. શહેરની સ્ત્રીઓ આ વેશમાં આવી, દુષ્ટ દુર્યોધન તથા દુઃશાસનને ધિઃક્કારવા અને ગાળો દેવા લાગી. રાજ્ય મહેલમાં આવતાં દ્રૌપદી રાણી વાસ તરફ ઉતાવળી દોડી, પણ દુઃશાસને પોતાના કાળા કર્મ કરનારા હાથે તેનો લાંબો ચોટલો પકડી લીધો અને બોલ્યો," દાસી દ્રૌપદી ! ચાલ દુર્યોધનની સેવામાં હાજર થા "આવાં વજ્ર સરખાં વેણથી દ્રૌપદી ભય પામતી બોલી કે;–દુઃશાસન ! મને સભાની અંદર ખેંચ નહીં. મારા કેશ વીંખાઇ ગયા છે. અર્ધું વસ્ત્ર નીચું પડી ગયું છે. માટે વૃદ્ધ વડીલોથી ભરેલી સભામાં તું મારાપર જુલમ નહીં કર." દુઃશાસન બોલ્યો, તું અમારી દાસી થઈ છે. તને એક પણ વસ્ત્ર પહેરવા દેવુ કે નહીં, એ અમારી મરજી

પર છે. એમ કહી વસ્ત્ર ખેંચવા લાગ્યો. દ્રૌપદી ટીટોડીની પેઠે ટળવળતી અને પોકાર કરતી બોલી કે;--અરે રે! હાય! હાય! આ સકળ સભામાં સુજ્ઞ પુરૂષો મરી ગયા કે શું? ધિઃકાર છે આ સભાને! અને ધિઃકાર છે આ સભાસદોને! ભરતવંશી રાજાઓનાં નશીબ ફરી વળેલાં લાગે છે. હસ્તીનાપુરનું રાજ્યાસન કોઈ મોટા ફેરફારની અણી પર આવી રહેલું છે, કે જેથી આવો ઉગ્ર અધર્મ થતાં છતાં ભીષ્મ, દ્રોણ, વિદુર વગેરે વૃદ્ધ લોકો નિર્લજપણે કાંઇ નહીં બોલતાં જોયા કરે છે! "સભામાં દ્રૌપદીને જોઈને અને તેમનાં આવાં વચનો સાંભળીને સૌએ લજીત થઇ. નીચું જોયું. દ્રૌપદીએ ભીષ્મ, દ્રોણને પુછયું કે, યુધિષ્ટરે દાસ થયા પછી કે પહેલાં મને હોડમાં મુકી હતી! વગેરે પ્રશ્નો તેણે ક્રોધથી ભીષ્માદીને નિર્ભયપણે પુછયા હતા. પણ તેઓએ દુષ્ટ દુર્યોધનથી દબાઈ ઉતર ન દેતાં નીચું ઘાલ્યું હતું. કોઈ તે વખતે દુર્યોધનથી વીરૂદ્ધ બોલી શકયું નહીં. ફકત ધૃતરાષ્ટ્રનો બાળક પુત્ર વિકર્ણ જોસથી ઉભો થઈ બોલી ઉઠયો કે;"-- "આ ઘણો અધર્મ થાય છે, યુધિષ્ટર પોતાનું શરીર હારી ગયા પછી દ્રૌપદીને જુગારમાં માંડી શકે નહીં. જો યુધિષ્ટરના શરીરની સાથેજ દ્રૌપદીને હારી ગયેલી ગણી, અહીં લાવ્યા હો તો એ મોટી ભુલ છે. યુધિષ્ટર હારી ગયા, પછી શકુનીએ દ્રૌપદીને અળગી ગણી મુઠમાં માંડવા કહ્યું હતું. તેથી દ્રૌપદી કોઇ પણ રીતે દાસી થવાને યોગ્ય નથી. પિતામહ ભીષ્મ પણ

દુર્યોધનથી કેમ ડરે છે? ગુરૂ દ્રોણ અને કૃપાચાર્ય પણ કેમ મુંગા બેસી રહ્યા છે?"

આવાં વિકર્ણનાં વચનો સાંભળી કર્ણે તેને બોલતો અટકાવી બેસાડી દીધો. વિકર્ણનાં વચનોને બકવાદ જાણી તે પર લક્ષ નહીં દેતાં, કર્ણે દુઃશાસનને કહ્યું કે, મહારાજા દુર્યોધનની આજ્ઞા છતાં તું કેમ ડરે છે! પાંડવો અને દ્રૌપદીના વસ્ત્રો ખેંચવા માંડ. કર્ણનાં આવાં કઠોર વચનો સાંભળી પ્રથમથી પોતાનાં વસ્ત્રો દુર ફેંકી બેઠેલા પાંડવો સામે જોઈ શકુની ઘણોજ હસવા લાગ્યો. ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય તથા વિદુર આદી નીચાં મુખ કરી ગયા. કેટલાક તો આ ભયંકર જુલમ તથા પાંડવોને પાંજરામાં પુરેલા સીંહની પેઠે શાંત બેઠેલા જોઈ, અશ્રુપાત કરવા લાગ્યા દુર્યોધન ઘણી ગર્વિષ્ઠ વાણીથી બોલ્યો;–દુઃશાસન! આ દ્રૌપદીના વસ્ત્ર ખેંચી લે! દ્રૌપદીએ પાંડવોની સામે જોયું, પણ તેઓએ નીચું ઘાલ્યું. ભીમ તેને છોડાવવાને ઉઠવાનું કરતો હતો, પણ યુધિષ્ટરે તેને આંખને અણસારે ના કહી, દ્રૌપદીએ ફરી પાંડવોની સામે દ્રષ્ટી કરી. દુઃશાસન તેને બીજી તરફ ખેંચી બોલ્યો કે, અરે દાસી! તું આમતેમ શું જુએછે? એ સમયે શકુની અને કર્ણ બોલી ઉઠયા, કે ઠીક, ઠીક કહ્યું, આ જોઈ દ્રૌપદી મોટું આક્રંદ કરતી બોલી કે;—તમારે સૌને સ્ત્રી છોકરાં છે;—છતાં તમારા હૈયામાં મારૂં દુઃખ કેમ નથી વસ્તું! હું એક વાત પુછુંછું તેનો ઉત્તર આપો. વધારે બોલવા જતી હતી કે,

દુઃશાસને કઠોર વચનો કહી તેના ચીરનો છેડો તાણ્યો. તે જોઈ ભીમથી ન રહેવાયું. તેણે યુધિષ્ટરના ઉપર ક્રોધ કર્યો, પણ અર્જુને તેને વાર્યો.

દુઃશાસન દ્રૌપદીનાં વસ્ત્રો કાઢવા લાગ્યો. દ્રૌપદી દીનતાથી બોલી;--હા ! શરણાંગત વત્સલ ! દીનબંધુ ! અરે પરમેશ્વર ! અરે યોગીશ્વર ! જગદીશ્વર ભગવાન ! શ્રી કૃષ્ણ ! મારો બચાવ કરો ? મારી લજ્જાનું રક્ષણ કરો ! દ્રૌપદીના પોકારે સભાને ગજાવી મુકી. આવા કરૂણા જનક શબ્દોએ શ્રી કૃષ્ણનું ધ્યાન ખેંચ્યું, એટલે સર્વ વ્યાપક પ્રભુએ આવી, ગુપ્ત રૂપે રહી એ અબળાની લાજ રાખી. દુઃશાસન જેમ જેમ વસ્ત્ર ઉતારતો ગયો, તેમ તેમ નવું નવું વસ્ત્ર પહેરેલું દેખાતું ગયું આ જોઈ સભાજનો ઘણા આશ્ચર્ય પામ્યા, તેઓ સૌ સતી દ્રૌપદીના વખાણ કરવા અને દુઃશાસનને ધિઃકારવા લાગ્યા. છેલ્લે દ્રૌપદીએ દુઃશાસનને શ્રાપ દીધો કે;--જેણે મારાં વસ્ત્રો બાહુ બળવડે ખેંચી મારૂં શરીર ઉઘાડું કરવાનો પ્રયત્ન કર્યો, તેના બાહુને મુળમાંથી ખેંચી નાખી, વૃક્ષ સ્થળ ઉઘાડું કરી ચીરી નાખી, કોઇ પરાક્રમી પાંડવ તૃપ્તિ પર્યંત તેના રૂધીરનું પાન કરશે. " આ સાંભળી દુઃશાસન નીચું મુખ કરી વસ્ત્ર ખેંચતો અટકી ગયો. અને થરથર કંપવા લાગ્યો તેના પર લોકો ધીઃકારની નજરથી જોવા લાગ્યા." એટલામાં દુર્યોધને દ્રૌપદીને પોતાના ખોળામાં બેસવાનું કહી અપમાન કરતાં, તેને પણ દ્રૌપદીએ શ્રાપ દીધો કે, " દુષ્ટ ! તારા ખોળામાં યુદ્ધ વખતે મહા પરાક્રમી ભીમની ગદા

આવીને બેસશે." સર્વે સભાસદો બંને ભાઈઓને આવી રીતે દ્રૌપદીથી શાપીત થયેલા જોઈ ચકિત થઇ ગયા. ભીમ દાંત કકડાવીને મોટે સ્વરે બોલ્યો કે, સૌ મારી પ્રતિજ્ઞા સાંભળો;-- "જો હું દ્રૌપદીના કહેવા પ્રમાણે દુર્યોધનની જાંઘને મારી ગદાથી ન ભાગું ને દુઃશાસનનું લોહી ન પીવું તો હું કુન્તીનો પુત્ર નહીં." "એટલામાં ધૃતરાષ્ટ તથા ગાંધારીને આ વાતની ખબર પડી ગઇ. શિયાળ, ગધેડાં વગેરે અધમ પશુઓના ભયંકર શબ્દો થવા લાગ્યા. તેથી તેઓ કહેવા લાગ્યા કે, સતી પર જુલમ થવાને લીધે હવે આપણો વિનાશ નજીક આવી ચુકયો છે. એવો ભય પામી પશ્ચાતાપ કરવા લાગ્યા." વિદુર, ધૃતરાષ્ટને સભામાં તેડી લાવ્યો. તેણે દ્રૌપદીને પ્રસન્ન કરવા કહ્યું કે;--વહુ! બેટા! હું દુઃખી છઉં કે, આ ચંડાળ ચોકડી મારા પુત્રોએ આજ તમારૂં અપમાન કર્યું. તેથી હું ઘણો ખેદ પામું છું. તમને અને તમારા પતિને હું દાસપણાથી મુકત કરી રજા આપું છું. તમે તમારા સ્વામી સાથે ખુશીથી તમારા રાજ્યમાં જાઓ અને સુખે રાજ્ય ભોગવો. જે થયું છે તેને વીસારી દેજો વગેરે વિનય વચનો કહેવાથી પાંડવો તથા દ્રૌપદી ત્યાંથી તરત ચાલતાં થયાં.--જેની મતિ ફરેલી હોય છે, જેનો નાશ થવો પાસે આવેલો હોય છે, એવા દુષ્ટ બુદ્ધિના મનુષ્ય ગમે એટલું થાય, ધિઃકાર પામે, કોઇ શીખામણ આપે, તોપણ તેને તેની અસર થતી નથી. એતો પોતાનો વિનાશ પોતાને હાથેજ કરવા અવળા કર્મો કર્યા કરે છે. જ્યારે તેનો નાશ થાય છે ત્યારેજ હારી હેઠા બેસે છે.

એ પ્રમાણે દુષ્ટ બુદ્ધિના દુર્યોધનને હજુ નિરાંત વળી નહીં હજુ તેને પાંડવોને પેચમાં લેવાનો અને વનવાસ કાઢવાનો પ્રપંચ આદર્યો. નીતિવાન પાંડવો કાંઈ ઓછા પરાક્રમી નહોતા. તેઓ ધારે તો એ સઘળા કૌરવનો સપાટામાં નાશ કરી નાંખે તેવા હતા. એ કદી પોતાનો કે પોતાની પ્યારી સ્ત્રી દ્રૌપદીનું અપમાન ખમે તેવા નહોતા, પણ ધર્મિષ્ટ અને નીતિવાન હતા. તેથી કૌરવો પક્ષનાં આગ્રહે દ્યુત રમી, શકુનીના દગા પેચથી હારી બંધાઇ ગયા હતા અને ફરી એવાજ દગાથી યુધિષ્ટરને હરાવ્યા. તેથી પાંડવોને દ્રૌપદી સાથે તેર વરસ વનવાસમાં જવાનું ઠર્યું. તેમાં તેરમે વરસે છતાં નહીં થતાં ગુપ્ત રહેવાનું હતું. દ્રૌપદીએ વનવાસ જતી વખતે પોતાનાં સર્વે વસ્ત્રાભુષણો તજી દઈ, પાંડવો સાથે પ્રતિજ્ઞા કરી;-- "ભીમ દુઃશાસનને મારી એનું લોહી પીસે અને એ લોહી ભર્યા હાથ મારે માથે મુકશે, ત્યાં સુધી હું મારા કેશ આ મના આમ છુટાજ રહેવા દઈશ." પાંડવો દ્રૌપદી સંગે વનમાં ફર્યા, ઘણા રૂષિ, મુનીઓનાં દર્શન કર્યાં, આશીરવાદો મેળવ્યા. ઘણા પરાક્રમો કરી અધર્મી દુષ્ટોનો નાશ કર્યો. સજ્જનોને સુખી કર્યા એક વખતે પાંડવો મૃગ્યા રમવા ગયા હતા. દ્રૌપદી આશ્રમમાં એકલી હતી. એ સમયે દુર્યોધનનો બનેવી જયદ્રથ એ વાટે જતો હતો. તે દ્રૌપદીને દેખી મોહીત થયો, તેની બુદ્ધિ ફરી. તેણે દ્રૌપદીને દગાથી પકડી રથમાં બેસાડી નાશવા માંડયું, પરંતુ પાંડવોને જાણ થતાં, તેણે પાછળ જઇ પકડી પાડયો. તેના સૈન્યનો નાશ

કરી બાંધીને યુધિષ્ટર પાસે આણ્યો. યુધિષ્ટરે--ધર્મે તેને શિખામણ દઇ છોડી મુકયો. પાંડવને વનમાં બાર વરસ પુરાં થયાં. તેરમે વરસે ગુપ્ત રહેવાનું હતું. તેથી પાંડવો વેશ બદલી જુદા જુદા ધંધાદારીના નામ ધારણ કરી, વૈરાટ રાજાની નોકરીમાં રહ્યા.

દ્રૌપદી સૈહુન્ધ્રી નામ ધારણ કરી નગરમાં રાજ્ય મહેલ તરફ ચાલી આવતી હતી. તે રાણીની દ્રષ્ટિએ પડી. તેણે બોલાવી કહ્યું કે:--તમે કોણ છો? દ્રૌપદી બોલી:--"હું પ્રથમ રૂકમણીની દાસી હતી, પછી દ્રૌપદીની થઇ હતી, પણ તે પાંડવો સાથે વનવાસ ગઇ, ત્યારથી હું રઝળ્યા કરૂં છું." રાણી બોલી,--તું કોઇ રાજાની રાણી જેવી જણાય છે. તું મારા કરતાં વધારે સ્વરૂપવાન છે. રાજા જો તને જુએ તો તે પછી મારો તો ભાવજ ન પુછે. માટે હું તો તને નથી રાખતી. દ્રૌપદી બોલી--એ વાતની તમારે ચિન્તા ન રાખવી. મારી પાંચ ગંધ્રવો અહોનીશ રક્ષા કરે છે. જે કોઈ મારી ઉપર કુદ્રષ્ટિ કરશે, તેને તે તરત મારી નાંખશે. હું સઘળો ઘરધંધો કરીશ. પણ કોઇનાં પગ નહીં ધોઉં. કોઈનું એઠું નહીં જમું. રાણી બોલી;--જો એમજ છે તો આવ રહે. પછી સતી દ્રૌપદી જેને પોતાનો પતિવ્રત ધર્મ અતી વહાલો હતો. તે સાચવી; વિરાટ રાણી સુધેક્ષ્ણાની હજુરમાં દાસી થઇને રહી.

વિરાટ રાણી સુધેક્ષ્ણાને સોભાઇ હતા. તેઓ કીચક કહેવાતા હતા. તેનું એ રાજાના દરબારમાં ઘણું જોર હતું.

રાજા પણ તેનાથી દબાયલો અને બીતો રહેતો. એ કીચકોમાં જે મોટો હતો, તે રાજાનો સેનાપતિ હતો. રાજા સાળાઓની ઈચ્છા સામે થઈ શકતો નહીં. વડા કીચકે દ્રૌપદીની લાજ લુંટવા પ્રયત્ન કર્યો, પણ સતીએ ક્રોધે ભરાઈ તેને હડસેલી મુકયો એવું એ સતીમાં પુરૂષ શૌર્ય હતું. સતીએ એકાંતમાં જઈ ભીમને સઘળી વાત કરી, ઘણું રૂદન કર્યું અને કહ્યું કે, તમે એ કીચકને મારો, નહીં તો હું મારો પ્રાણ ત્યાગ કરીશ. આ સાંભળી ભીમ ઘણો દીલગીર થયો, દ્રૌપદીને શાંત પાડી, કીચક ઉપર ક્રોધે ભરાઈ કહ્યું કે,—હું કોઇને જણાવ્યા વીના આવતી કાલે કીચકને મારી નાંખીશ. એનું મરણ થયા પછી તમારે એમ કહેવું કે, એને મારા ગંધર્વે માર્યો. પછી ભીમે બીજે દીવસે એ પાપી કીચકને એકાંત અંધારી જગ્યાએ ચિત્રશાળામાં પકડયો. કીચક મોટો લડવૈયો હતો. તેથી બંનેની વચે થોડીવાર મલ યુદ્ધ થયું. પણ ભીમે તેને ઉપાડી પછાડયો અને એવો તો ભાર દઈ મસળ્યો તથા છાતી ઉપર ઘુંટણ મુકી એવો તો ગુંદયો કે, તેના પ્રાણ તત્કાળ જતા રહ્યા. ભીમે દ્રૌપદીને તેડી લાવી દીવો લઇ, કીચકના હાડ માંસનો ઢગલો દેખાડયો. અને બોલ્યો કે,— તમને જે કોઇ સતાવશે તેને હું આ દશાએ પહોંચાડીશ. પછી દ્રૌપદીએ જાહેર કર્યું કે, કીચકને મારે ગંધર્વે માર્યો. કીચક મરાણાથી ગામમાં હાહાકાર થઈ રહ્યો. કીચકના ભાઇઓ મુડદાંને બાળવા લઇ ચાલ્યા, દ્રૌપદી--દાસીને લીધે કીચકનું મરણ થયું. તેથી તેને પણ કીચકો તે સાથે બાળી મુકવા

બાંધીને લઈ ગયા. પછવાડેથી ભીમ જુદે માર્ગે સમસાનમાં ગયો. રસ્તામાંથી એક મોટું વૃક્ષ મૂળમાંથી ઉખેડી સાથે લઇ ગયો. માથાના કેશ મુખ ઉપર નાંખી ( કે કોઈ ઓળખે નહીં. ) કીચકો ભણી દોડયો. તેઓ ગંધ્રવ આવ્યો જાણી નાઠા, પણ ભીમે તેને પકડી પાડી મારી નાંખ્યા. દ્રોપદીને છોડી નગરમાં વિદાય કરી. પોતે પાછો ગુપચુપ પોતાને સ્થળે આવી રહ્યો.

પાછો નગરમાં ગભરાટ ઉઠયો, સૌ પ્રધાનો રાજા પાસે જઈ બોલ્યા;—આ દાસી દ્રોપદીથી નગરમાં બહુ ઉત્પાત થાયછે માટે તેને વિદાય કરો. રાજા પોતે ગંધર્વ મારી નાંખે એવા ભયથી બોલે નહીં, પણ પોતાની રાણી ને તેને વિદાય કરવાનું કહ્યું. રાણીએ દાસીને કહ્યું કે, હવે તમો તમારી મરજીમાં આવે ત્યાં જાઓ. વખતે મારા રાજાને પણ તમારા ગંધર્વ મારી નાંખે તો હું શું કરૂં ? દાસી દ્રોપદી બોલી—હવે મને બીજા તેર દિવસ રહેવાદો. પછી મારા ગંધ્રવો તમારૂં ભલું ઇચ્છીને મને બીજે સ્થળે લઈ જશે. આ સાંભળી રાણી કાંઈ બોલી નહીં.

કીચકો મરાણાં સાંભળી કૌરવોએ જાણ્યું કે, એને પાંડવો શીવાય કોઇ મારી શકે એવું નથી. માટે રખેને તેઓ ત્યાં હશે. માટે ચાલો આપણે વિરાટ રાજાપર ચડાઈ લઈ જઇએ. તેઓ ત્યાં હશે, તો કદીપણ વિરાટ રાજાની સહાય કર્યા વિના રહેશે નહીં. એથી તેઓ છતા થશે,

તો ફરી બીજા બાર વરસ તેમને વનમાં જવું પડશે. આવી ઈચ્છાથી તેઓ સૈન્ય સાથે વિરાટ નગરી આવ્યા. તેણે ઘેરો ઘાલ્યો. એ જોઇ વિરાટ રાજા ભય પામ્યો, પણ ગુપ્તપણે રહી પાંડવોએ તેને સહાય આપી, કૌરવોને હરાવી નસાડ્યા. તેના સૈન્યમાંથી માલ મિલ્કત લુંટી લીધી. આવી રીતે થવાથી પાંડવો છતા થયા, પણ તપાસતાં તેમને તેર વરસની મુદત એ વખતે પુરી થઈ ગઇ હતી. તેથી દુર્યોધન નિરાશ થયો. વિરાટ રાજા પોતાને ત્યાં રહેલા, આ પાંડવોછે. અને દાસી તે-દ્રૌપદી છે. એવું જાણી ઘણો ખુશી થયો. પાંડવો પાસે માફી માગી, તેનો ઘણો ઉપકાર માન્યો. ત્યાંથી પાંડવો દ્રૌપદી સાથે ઇન્દ્રપ્રસ્થ આવ્યા. પછી મહાભારત યુદ્ધ થયું. તેમાં કૌરવોને હરાવ્યા. તેમનો નાશ કર્યો. દ્રૌપદીએ આપેલા શ્રાપ પ્રમાણે ભીમે દુઃશાસનના હાથ તોડી નાંખી, તેની છાતી ચીરી તૃપ્તિ પર્યંત રૂધીર પીધું અને દુર્યોધનની સાથળો ગદાવડે તોડી નાંખી મારી નાંખ્યો. ધન્ય છે સતી દ્રૌપદીને! કે જેના ક્રોધ વડે કૌરવો મૃત્યુ મુખમાં પડી વિનાશ પામ્યા અને જેના પ્રસાદવડે પાંડવો સંકટ સમુદ્રને તરી ગયા.! !

દ્રૌપદીનાં પાંચ પુત્રો યુદ્ધમાં અશ્વસ્થામાએ માર્યા. એથી દ્રૌપદી રડતાં કકળતાં પાંડવો પ્રત્યે બોલી કે:—તમો આટલા સમર્થ છતાં અશ્વસ્થામાને કંઇ શિક્ષા નહીં કરો ! ભીમ ! તમે એનું મસ્તક મારી કને લાવો. આ સાંભળી યુધિષ્ટર બોલ્યા:—અશ્વસ્થામાં બ્રાહ્મણ છે,

દ્રોણ ગુરૂના પુત્ર છે, તેણે અપરાધ કર્યો હશે, તો વિષ્ણુ તેને શિક્ષા કરશે. એવું કહી તેને શાંત કરી. ત્યારે તેણે ફરી કહ્યું કે;—તેને માથે મણી છે, તે મારે માટે લઇ આવો. પછી અર્જુને અશ્વસ્થામાને ગંગા તીરે પકડયા, તેની પાસેથી મણી લઈ ભીમને આપ્યો. ભીમે દ્રૌપદીને આપ્યો. દ્રૌપદીએ મણી યુધિષ્ઠરને આપ્યો. દ્રૌપદી પુત્ર શોકમાં હતી. તેને દીલાસો દેવા ગાંધારી આવ્યા અને બોલ્યાં કે;-દ્રૌપદી! હું ને તું સરખાં દુઃખમાં છીએ. જ્યાં શિવને ક્રોધ થયો, ત્યાં કોનું ચલણ છે? બેટા! તું ડર નહીં. તારૂં દુઃખ મારા દુઃખની આગળ કંઇજ નથી. દૈવે શું નિર્માણ કર્યું છે! તે આપણે જાણી શકતા નથી. ઇશ્વરનો પાડ માન કે યુદ્ધ પુરૂં થયું. મુઆ તેનો શોક ન કર. વગેરે શાન્તિદાયક વચનામૃતો કહ્યાં. એથી દ્રૌપદીનો શોકાગ્નિ શાંત થયો. એ પતિ સાથે કેટલાંક વર્ષ હસ્તિનાપુરમાં રાજ્ય વૈભવ ભોગવી સુખીથી રહી યજ્ઞો વગેરે શુભ કાર્યો કર્યાં. પાંડવો હિમાળે ગયા, ત્યાં પણ તે સાથે સેવા કરવા ગઇ હતી. ત્યાં તપશ્ચર્યા કરી પ્રથમ પોતે સદ્ગતિને પામી હતી. એ રીતે તેણે પોતાનાં પતિવૃત્ય ધર્મની નેક ટેક છોડી નથી. વિગેરે તે પોતાના સુચરિત્રોથી જગતમાં અખંડીત કીર્તિ રાખી ગઇ છે, હે પુત્રી! ધન્ય છે આવી સ્ત્રીઓને! મેં આ સતી દ્રૌપદીનું આખ્યાન કહી સંભળાવ્યું. તો તેમાંથી સારગૃહણ કરી નીતિ રસ્તે ચાલવાની કોશીષ કરજે. વળી કાલે સતી સાવીત્રીનું ચરિત્ર સંભળાવીશ. પછી બંને માતા તથા પુત્રિ સ્વકાર્યમાં રોકાયાં.

# પાંચમો દિવસ.

પાંચમે દીવસે માતા તથા પુત્રિ કાર્યથી મુકત થતાંજ હમેશની પેઠે બેઠા. ત્યારે પુત્રી કહે છે હે માતા? આજે સતી સાવિત્રીનું ચરિત્ર સંભળાવવાનું કહ્યું છે. તો તે સંભળાવો મને સતીઓનાં ચરિત્રો બહુ પ્રીય લાગે છે. માતા કહે છે. હે પુત્રી! ભરતખંડના ભુષણ રૂપ મદ્ર નામે દેશના સર્વ ગુણ સંપન્ન અશ્વપતિ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને સંતતિ સુખ નહીં હોવાથી સાવિત્રી (ગાયત્રી) નું આરાધન કરવાથી તેની રાણી માલવીને ઉદર એક રૂપ સુંદર તેજસ્વી કન્યા જન્મી તેનું નામ સાવિત્રી પાડયું તે ઉમર લાયક થવાથી તેનો વિવાહ કોઈ અયોગ્ય પુરૂષ સાથે કરવાના વિચારથી અશ્વપતિએ સાવિત્રીને પતિ પસંદ કરવા પોતાના પ્રધાન સાથે સૈન્ય સહીત વિદેશ મોકલી. દેશો દેશના રાજા અને રાજકુમારોને જોતાં જોતાં જંગલમાં તપોવનની અંદર જ્યાં રૂષિ, મુનિઓના આશ્રમ હતા ત્યાં આવ્યાં સાવિત્રી રૂષિ મુનીઓનાં દર્શન કરતી એક પર્ણકુટી પાસે આવી, તેમાં નજર કરતાં માંહે એક વૃદ્ધ ડોસો, તેની વૃદ્ધ સ્ત્રી, અને એક કિશોર વયનો મુનિ વેષે પણ રાજ્ય ચિન્હોથી યુકત તેજસ્વી, પરાક્રમી, બુદ્ધિમાન અને માતા પિતાની પરમ ભકિતવાળો એક પુત્ર એ ત્રણ જોયાં. એમને જોઈ આસપાસના મુનિઓને પુછી તજવીજ કરતાં જણાયું કે અવંતી નગરીના ધુમત્સેન રાજાને તેના કોઈ શત્રુઓએ પદભ્રષ્ટ કરવાથી તે પોતાની રાણી શૈબ્યા તથા

પુત્ર સત્યવાન સાથે અહીં આવી વસેલા છે, સાવિત્રી આ વાત જાણી ઘણી ખેદ પામી, પણ સત્યવાનમાં સ્વભાવિક રૂપ સંપતિ જોઈ ઘણીજ ખુશી થઇ મોહ પામી. તેની આવી દુઃખદ સ્થીતિ જોઈ છતાં સત્યવાનને પોતાને લાયક વર સમજી મનથી પતિ માની લીધો. પ્રધાને આવી સ્થીતિ વાળાને પતિ તરીકે પસંદ નહીં કરતાં, વિદેશમાં ફરી કોઈ યોગ્ય પુરૂષને પતિ તરીકે પસંદ કરવો, એવું સાવિત્રીને જણાવ્યું; પણ તેણે પોતાનો કરેલો નિશ્ચય ફેરવવાની સાફ ના પાડી તે પરથી પ્રધાન રાજ્યધાનીમાં આવ્યો. સાવિત્રીના આવ્યાના ખબર સાંભળી સૌ ખુશી થયાં. પ્રધાને અશ્વપતિ રાજાને કહ્યું કે સાવિત્રીએ વિદેશમાં કોઇ રાજા કે રાજકુમારને પસંદ ન કરતાં પદભ્રષ્ટ થએલા રાજર્ષિના મુનિ વેષે રહેલા કુમારને પતિ તરીકે પસંદ કર્યો-સાવિત્રી સુકોમળ શરીરની છે. જેણે કદી રાજ મંદીર બહાર પૃથ્વી પર પગ મુકયો નથી. તે જંગલની કાંકરા, કાંટાવાળી જમીન પર શી રીતે ટાઢ તડકો અને વરશાદ સહન કરી શકશે? તે હજી બાળ બુદ્ધિની છે. ચક્રવૃત્તી રાજાની કુંવરી પરણીને તરતજ વનવાસ ભોગવે, એથી વધારે બીજું દુઃખ કયું ? અમે તેને અટકાવી પણ તેણે નહીં માનવાથી અહીં આવ્યા છીએ, અમને એ વાત પસંદ નથી હવે આપની મરજી હોય તેમ કરવા મુખત્યાર છો. અમે તે રાજર્ષિના કુમારનું ચિત્ર ચીતરાવી લાવ્યા છીએ, અશ્વપતિ આ વાત સાંભળી ઘણો દીલગીર થયો. ચિત્ર નીહાળી વિચારમાં ગરકાવ થયો. તેટલામાં નારદ મુનિ આવી ચડયા રાજાએ ઉભા થઇ તેનો

ઘણો સત્કાર કર્યો કેટલીક વાતચીત ચાલતી હતી. ત્યાં સાવિત્રી પણ આવી મુનિએ તેને જોઇ રાજાને કહ્યું કે, આ તારી પુત્રી સતી થશે; એવું તેના લક્ષણો પરથી જણાય છે. તેનું સગપણ કોની સાથે કર્યું છે.?

અશ્વપતિએ મુનિનાં વચન સાંભળી કહ્યું; મહારાજ ! આપ ભલે પધાર્યાં. મારે આપની સલાહ પુછવી છે! એમ કહી સાવિત્રીએ સત્યવાનને પતિ તરીકે પસંદ કર્યાની વાત કહી બતાવી. જણાવ્યું કે હું સાવિત્રીના સ્વભાવને જાણું છું, તે ઘણું કરીને વિચાર કર્યા વગર કંઈ કરતી નથી; અને વિચાર કર્યા પછી ગ્રહણ કરેલા કાર્યને છોડતી નથી. માટે તેણે જે સત્યવાન સાથે પરણવાનો નિશ્ચય કરેલો છે, તે ફેરવવામાં વનવાસનો તુચ્છ દોષ કહાડી શું, તો તેનાં મનમાં બીલકુલ ઠસશે નહીં, એવું હું માનુંછું તેથી જો તેનામાં બીજા દોષ ન હોય તો હું સાવિત્રીને તે સાથે પરણાવતાં દીલગીર થાઉં તેમ નથી, કેમકે રાજ્ય તો તેને મારી સત્તાથી પ્રાપ્ત કરાવી શકીશ. માટે તેનું શુભાશુભ જે હોય તે કૃપા કરી જણાવો નારદ બોલ્યા,--રાજા ! કુમાર શ્રી સત્યવાનની સુંદર કાંતિ, લાંબા બાહુ, શુરવીરતા, ક્ષમા, ગંભીરતા, વગેરે તેમાં ક્ષત્રિપણાનાં સારા ચિન્હો છે, પણ તેનાં આયુષ્યની મર્યાદા ઘણીજ ટુંકી છે, એટલે તે એક વર્ષમાં મૃત્યુ પામશે, તો પણ સાવિત્રીનો સંબંધ તે સાથે થયા વગર રહેશે નહીં. આમ બોલી મુનિ ચાલી નીકળ્યા.

આ સાંભળી રાજા તથા સભાસદોના પ્રફુલિત ચેહેરા કરમાઇ ગયા. માલવી તથા સાવિત્રી સભા મંડપની બાજુના હોલમાં આ વાત સાંભળતાં હતાં, તેઓ મુર્છીત થયાં. સભા બરખાસ્ત થઈ. રાજા એકલો રહ્યો. તેણે માલવી તથા સાવિત્રીને બોલાવીને કહ્યું કે, પુત્રિ સાવિત્રી ! તેં જે પતિ પસંદ કર્યો છે. તેમાં મોટો દોષ છે એવું તેં સાંભળ્યું. એ દોષ કોઇ ઉપાયથી ટળી શકે એવો નથી. તેં સાહસ કર્યું છે, તેના સારા નરશા પરીણામની તને ખબર નથી. આ બધું હું જાણતાં છતાં તેની સાથે વિવાહ કરવાનું શી રીતે માન્ય થઈ શકે ? તું હવે તારે મનપસંદ બીજો વર શોધી લે. સાવિત્રીએ જવાબ આપ્યો. પિતાજી ! બ્રહ્માનાં વચન મિથ્યા થતા નથી, બોલ્યું વચન પાછું ખેંચાતું નથી, દીધું દાન લેવાતું નથી, સત્યવાદી વચન પાળવા ચૂકતા નથી, સતી સત ચૂકતી નથી. હરીશ્ચંદ્રે નીચ ઘેર વેચાવું કબુલ કર્યું, પણ પોતાનું વચન દ્રઢ નિશ્ચય કર્યા પછી ફેરવ્યું નહીં, તેથી મેં જે પતિ પસંદ કર્યો છે, તે દીર્ઘાયુ હો, વા અલ્પાયુ હો, વા દુર્ગુણી હો, પણ હું મન વડે જેને વરી ચુકી છું, તે બીજાને કદી નહીં વરૂં. હું તો જે સાથે મને કરીને વરીછું, તેજ મારો પતિ છે. મેં મારૂં મન સત્યવાનને અર્પણ કર્યું છે. તે હવે અન્યથા થાયજ શી રીતે ! મારૂં ભવિષ્યમાં જે થવાનું હશે તે થશે. તે માટે આપ ચીંતા ન કરો.

અશ્વપતિ બોલ્યો: —પુત્રી ! એ કુમાર સર્વ રીતે યોગ્ય

છે, પરંતુ તેનું આયુષ્ય ઘણું ટુંકું છે. એક વરસમાં તેનું મરણ થશે, ત્યારે તું પતિ વગરની થઇશ. પતિ એ નારીનું ભુષણ છે, પતિ વગરની સ્ત્રીનું જીવન વૃથા છે વિધવા પણાના સંકટો કેવાં દુઃખદ અને ભયાનક છે, તેનો ખ્યાલ પતિ વગરની સ્ત્રી સીવાય બીજા કોઇના મનમાં ભાગ્યેજ આવતો હશે. પતિ વગરની સ્ત્રી એકલીજ દુઃખી થાય છે. એમ નથી, પરંતુ તેણીના માત પિતાની જીંદગી પણ ધુળ મળી જાય છે. માટે તારા જેવી ડાહી પુત્રીએ હઠ કરવી નહીં. તું મને રજા આપ, એટલે હું દેશો દેશના રાજાને આમંત્રણ કરી સ્વયંવરની તૈયારી કરૂં, તેમાંથી તું મન પસંદ પતિને શોધીને વરજે. સાવિત્રી બોલી,—પિતાશ્રી તમારી બાળાને ક્ષમા કરો. મારે માટે આપની ઘણી કાળજી છે; એ માટે હું ઘણી આભારી છું. મારે માટે ચિંતા રાખી બીજો વર શોધવાની કંઈ જરૂર નથી. હું સત્યવાનને તન, મનથી વરી ચુકી છું. માટે એજ મારો પતિ છે. તે સિવાય બીજા કોઇ સાથે વરવા હું ખુશી નથી. ભવિષ્યમાં મારે વિધવા પણાનું દુઃખ સરજ્યું હશે, તો કોઇ મિથ્યા કરી શકનાર નથી. આ અનિત્ય સંસારમાં કાંઈ નિત્ય નથી. જેણે જન્મ ધર્યો છે. તેનો નાશ એકજવાર થવાનો છે. વહેલા મોડું મરણ પ્રાણી માત્રને છે, તે કોઈનું અટકાવ્યું અટકનાર નથી. શ્રીકૃષ્ણ જેવા સાક્ષાત ભગવાનના દેહને પણ કાળે છોડયા નથી, તો બીજા પ્રાણી શા વીશાતમાં ! મૃત્યુની ઉત્પતી શરીરની ઉત્પતી સાથેજ છે.

મૃત્યુ તો પ્રાણીની ખરી પ્રકૃતીજ છે. માટે તેથી શા માટે ડરવું! રાજા તથા રાણીએ જાણ્યું કે સાવિત્રી પોતાનો કરેલો દ્રઢ નિશ્ચય કદી ફેરવે એવી નથી. તેથી સદા દૈવજ પ્રબળ છે, એમ ધારી નારદજીનું છેવટનું વચન યાદ લાવી, તેને સત્યવાન સાથે પરણવાનો નિશ્ચય કર્યો. રાજાએ વિવાહની સામગ્રી કરવા માંડી. તેણે પ્રધાન, રાજગુરૂ, રાણી માલવી વગેરે સ્ત્રીઓ સહિત સાવિત્રીને વનમાં તેડી જઇને સત્યવાન સાથે વિધિસર પરણાવી. કેટલીક પહેરામણી આપી; સૌએ પુત્રીને મળી રાજધાનીમાં આવવાની તૈયારી કરી. માતા માલવી સાવિત્રીને છાતી સાથે દાબી આંખોમાં આંસુ લાવી બોલી.—પુત્રી! ડાહી થજે, તારા સાસુ સસરાની અને પતિની સેવા કરજે. તારા માવતરની ખાનદાનીનો આધાર તારી ચાલ ચલગત પર રહેલો છે. તે તું યાદ રાખજે, હવે તું આ વનને સુંદર ભુવન સમાન ગાનજે. તું તારા સાસુ સસરા અને પતિની આજ્ઞા પ્રમાણે ચાલી તેમને સદા રાજી રાખજે. તેથી જરા પણ વિરૂદ્ધ ચાલીશ નહીં: સત્ સંગત કરી સદાચારથી ચાલી કીર્તી વધારજે. અમે હવે રજા લઇએ છીએ, તું શોક કરીશ નહીં. મહારાણી શૈબ્યા! આ સાવિત્રી હવે મારી પુત્રી નહીં. પણ તમારીજ પુત્રી છે એમ સમજજો; કારણ પુત્ર વધૂ એ પુત્રી સમાન સ્નેહને પાત્ર છે. તેનામાં જે કાંઈ ભૂલ પડે તે સુધારજો. વગેરે કહી, રાણી શૈબ્યાનો યોગ્ય ઉત્તર મળતાં તેઓ સઘળાં સ્નેહ સહિત જુદાં પડી રાજધાનીમાં આવ્યાં.

સાવિત્રી ઇચ્છીત પતિને પામી ખુશી થઇ, વનવાસને યોગ્ય વલ્કલ વસ્ત્રો ધારણ કરી સાસુ, સસરા અને પતિનું મન, વચન અને કર્મથી સેવા કરવા લાગી. સાવિત્રીની પવિત્ર લાગણી અને નિર્મળ મનની સેવા જોઈ શૈબ્યા રાણી એક વખત હૈયું ભરાઇ આવવાથી બોલી:--અહા ! ઇશ્વરની કુદરત ન્યારી છે ! ક્યાં તે સત્યવાનનું લગ્ન કરીને પુત્ર વધૂને રાજ મહિલિમાં કરવાની ઉમેદ ! ક્યાં તે રાજ ભુવનમાં રત્ન ભૂષિત બાજોઠપર બેસીને પુત્ર વધૂનું મુખ ચુંબન કરવાની આશા ! અને શું આ વિપરીત તૃણશય્યામાં તે ચંદ્ર વદનીનું મુખ જોવાનો પ્રસંગ ! કેવો ખેદનો વિષય કે આ પુત્ર વધુ અમારા દુઃખમાં ભાગિયેણ થઇ ! અહો ! દૈવ ! તારી ગહન ગતિ છે ! ! સાવિત્રી પોતાની સાસુને શોક કરતાં જોઈ સમજાવવા લાગી, સાસુજી ! આપ સિંહાસન છોડીને જંગલમાં રહોછો. તેથી આપને ઘણું દુઃખ થતું હશે, પરંતુ સુખ દુઃખનો દાતા ઇશ્વર છે, તેણે જેના નશીબમાં જે નિર્માણ કરી રાખ્યું છે તે કોઇથી મટાડી શકાતું નથી. તેમાં કંટાળો આવો એ તો ઇશ્વરની નિંદા કર્યા જેવું છે. એટલુંજ નહીં, પણ એવા શોકમાં પડવાથી ઉલટો તેમાં વધારો થઈ આપણી ફરજ બજાવવી ચૂકી જઇયે છીયે. બીજી નજરે વિચાર કરી જોઇએ, તો રાજગાદીને ઘાસની પથારીમાં કંઇ ફેર જેવું નથી. હું સત્ય હૃદયથી કહું છું કે આ જંગલમાં આપની અને પતિની યથાર્થ ગમાણ સેવા કરવાનું જો

મારાથી બન્યું, તો હું ઘણી પોતાને સુખી સમજીશ. આ સાંભળી આશ્રમ વાસિની રૂષિ બાળાઓ સાવિત્રીનાં ઘણાંજ વખાણ કરવા લાગી અને સત્યવાનને પણ આવી પવિત્ર પત્ની મળવાથી ભાગ્યશાળી સમજી અભીવંદન આપવા લાગી. સત્યવાન તથા તેના માત પિતા સાવિત્રીથી ઘણું સુખ પામ્યાં સત્યવાનના આયુષ્યનો અવધિ નજીક આવવા લાગ્યો. તેથી સાવિત્રીના મનને ચિંતાએ ઘેરી લીધું. આ વાતને તેના સિવાય કોઈ જાણતું નહોતું. સાવિત્રી સૌભાગ્ય વધારનાર અનેક વૃતો કરવાથી શરીરે શુષ્ક થઈ ગઇ હતી. પતિના આયુષ્યના અવધિમાં ચાર દિવસ રહ્યા કે, તેણે વટ સાવિત્રીનું વ્રત આરંભ્યું, ત્રણ દિવસ ઉપવાસ કરી ચોથે દિવસે શાસ્ત્ર ક્રિયા કરી વૃદ્ધ તપસ્વી, અને સાસુ સસરાને જગાડી અભિવંદન કરી અખંડ સૌભાગ્યના આશીર્વાદ મેળવ્યા. સત્યવાન એજ સાંજે કાંધે કુહાડો લઈ અગ્નિ હોત્ર માટે કાષ્ટ અને ફળફુલ લેવા તૈયાર થયો. સાવિત્રીએ જાણ્યું કે આજે તેનો કાળ નજીક છે, તેથીજ તેણે અસુરે જવાનું ધાર્યું. હવે મારે તેને એકલા જવા દેવા નહીં, કેમકે ન કરે નારાયણ પણ કંઈ બને; માટે મારે સાથે રહેવું જોઈએ. એવો નિશ્ચય કરી પતિને કહ્યું, હું આવ્યા પછી કોઈ દિવસ આશ્રમ બહાર નીકળી નથી. માટે મારે આજે આ પુષ્પવાળું વન જોવાની ઘણી ઈચ્છા થઇ છે, વળી સાંજને વખતે આપ એકલા જાઓ છો, તો હું પણ આપને ફુલ ફળ લેવામાં મદદગાર થાઉં. ગારાપર પ્રેમ

ગણતા હો તો મને આજે આપની સાથે આવતાં અટકાવશો નહીં, એવી આશા રાખું છું. સત્યવાન બોલ્યો કે;--જો આવવાની ઇચ્છા હોય, તો મારાં માત પિતાની આજ્ઞા લઇ લો. પછી સાવિત્રી સાસુ સસરાને આજીજી સાથ વિનવીને તેમના આશીરવાદ સાથે રજા લીધી પછી પતિ સાથે વનપ્રદેશ જોતી જોતી તેની પાછળ ચાલી બંને ફળ ફુલ વીણતાં ઘણે દુર નીકળી ગયાં સત્યવાન ફળફુલનો ટોપલો સાવિત્રીને સોંપી એક વડપર કાષ્ટ કાપવા કુહાડો લઇ ચડયો થોડીવાર થઇ કે તેના માથામાં પીડા થવા લાગી. તેથી હેઠે ઉતરી જણાવ્યું કે, મને માથામાં પીડા ઘણી થાય છે. સાવિત્રી મનમાં સમજી કે કાળ આવ્યો. તે મનમાં ને મનમાં ઘણી વ્યાકુળ થઇ. લુગડાનો છેડો પાથરી તેનું બિછાનું કર્યું, ખોળામાં માથું રાખી તેને જે રીતે આરામ થાય એવા ઉપચાર કરવા લાગી. પોતે ઘણી સંકટમાં છતાં પતિને ધૈર્ય આપવા લાગી. સત્યવાન બેભાન થઇ ગયો. તેથી સાવિત્રી આંખો મીંચી ઉંડા વિચારમાં ઉતરી ગઇ વિચારોથી તેનું હૃદય ભેદાઇ ગયું પણ ધૈર્ય છોડી નહીં રડતાં પ્રિય પતિનું શાન્તવન અને સેવા કરવા લાગી. સત્યવાનનાં પ્રાણ જવાની તૈયારી હતી. તેટલામાં તો સત્યવાનના પડખામાં સૂર્ય સમાન તેજસ્વી, શ્યામ કાન્તિવાળા કોઇ દેવી પુરૂષને ઉભેલા જોયા. પોતાના પર કૃપા કરી આવેલા આ દેવને જોઇ પતિના મસ્તકને હળવેથી નીચે મેલી હાથ જોડી કંપતા હૃદયથી બોલી;-દેવ ! તમે કોણ છો ? તેણે

કહ્યું કે,—તું સતી સ્ત્રી છે. તેથી તમારી સાથે બોલું છું કે હું યમરાજા છું તમારા પતિનું આયુષ્ય પુરૂં થવાનું છે. તેથી આવ્યો છું આ સાંભળી સાવિત્રી મહા દુઃખથી પીડાઈ છાતી ફાટ રૂદન કરતી બોલી—આ સંસાર માયાવાળો છે. જગતમાં કોઈ અચળ નથી, મને સંસારની વાસના નથી, આપ ધર્મ વડે પ્રજાને રંજીત કરનાર છો. તેથી ધર્મ રાજા કહેવાઓ છો. મનુષ્યોને જેટલો પોતાનો વિશ્વાસ નથી. તેટલો સત્ પુરૂષનો હોય છે. સંકટની દશામાં પણ સત્ય પુરૂષજ એક ગતિ છે. તે કાંઈ પણ બદલાની ઇચ્છા વગર પરનું ભલું કરવામાં ખુશી માને છે. સત્ પુરૂષનાં દર્શન કલ્યાણ કારક થઈ પડે છે. તે કદી નિષ્ફળ જતાં નથી. આપની સાથે વાતચિતથી મારૂં દુઃખ વીસારે પડે છે. આપ સાક્ષાત પ્રભુ રૂપ છો. પૃથ્વી માયાવાળી છે. માણસ માયાથી મોહીત થઇને સંસાર રૂપ મહા વિપદ સાગરમાં મગ્ન થાય છે. અને ભ્રાંતિવાળી સર્વ વસ્તુને પોતાની કહે છે. આ સંસારમાં ઘણીજ પ્યારી વસ્તુ પતિ છે. તે સિવાય સર્વ સ્વાર્થનાં સગાં છે. માયાને લીધે તેઓ અધર્મનો આશ્રય લે છે. જેમ એક જાતનો રેશમનો કીડો પોતાના તંતુથી પોતે બંધાય છે અને પાછો નીકળી પણ શકતો નથી તેમ માણુસ આંખ હોવા છતાં પોતાનું સારૂં જોઈ શકતો નથી. અને વિષય રૂપી જાળમાં પોતાને બાંધે છે. તેથી અંતે ઘણું દુઃખ ભોગવે છે. માટે મેં એકદમ સંસારની વાસના છોડી છે. પતિ વગરની પત્નિ મૃત્યુ તુલ્ય છે. પતિ વગર સુખ,

સ્વર્ગ, કાંઇ પણ પ્રિય પદાર્થ કે જીવિતને પણ હું ઇચ્છતી નથી. પતિ વગરની સ્ત્રી પ્રાણ વગરના દેહની પેઠે નકામી છે. સ્ત્રીને પતિ એજ જીવન અને ભૂષણ છે. હું મારા પતિના પ્રાણ બચે તેને બદલે મારો પ્રાણ આપવાને તૈયાર છું. વગેરે ધર્મ યુકત ગંભીર અને કોમળ વચનો કહ્યાં. એ સાંભળી યમરાજા સતી સાવિત્રીનું સતીત્વ અને જ્ઞાન જોઈ તે ઉપર ઘણાં પ્રસન્ન થયા. તેથી તેણે સાવિત્રીના માગવા પ્રમાણે સત્યવાન દીર્ઘાયુષી થાય એમ કર્યું તથા તેનું ગયેલું રાજ્ય પાછું મળે અને સત્યવાનના મા બાપને અંધાપો દુર થાય એવો ઉપાય બતાવ્યો. વગેરે લાભ કરી સાવિત્રીના સતીત્વનાં વખાણ કરતા ચાલી નીકળ્યા. થોડી વારે સત્યવાન વ્યાધિથી મુકત થઈ નિંદ્રામાંથી જાગી ઉઠે, તેમ આળસ મરડીને બેઠો થઈ બોલ્યો;--અહો મને કેટલી બધી નિંદ્રા આવી! ઘણી વાર થઈ છતા મને કેમ ઉઠાડયો નહીં. ચાલો હવે આપણે આશ્રમમાં જઇએ. અરે! મને ઘણી વાર થઈ તેથી મારાં માબાપ ઘણું દુઃખી થતાં હશે. મને શોધીને થાકી ગયાં હશે. હવે તરત નહીં જઇએ તો તેઓ પ્રાણ ત્યાગ કરશે. આમ બોલી બંને ત્વરાએ ચાલવા લાગ્યાં. સત્યવાનનાં મા બાપ પોતાને આંધળાની લાકડી રૂપ પુત્ર અને પુત્રવધૂ વખતસર ન આવ્યાથી બ્યાકુળ ચિત્તે રૂદન કરતાં વનમાં શોધ કરતાં થાકી ગયાં હતાં. રૂષિ પત્નિઓ દિલાસો આપતી બેઠી હતી. આ વખતે સત્યવાન અને સાવિત્રી આવી

પહોંચ્યા તેમને જોઇ આશ્રમ વાસી રૂષિઓ અને તેમની પત્નિઓ સૌ ખુશી થયાં. સૌએ રોકાઇ જવાનું કારણ પુછ્યું, ત્યારે જે વાત બની હતી તે વાત યથાસ્થિત સાવિત્રીએ કહી બતાવી. આ સાંભળી સૌએ હર્ષનાદ સાથે તેને અભિવંદન કરી વધાવી લીધાં. દેવોએ પુષ્પ વૃષ્ટી કરી આશિરવાદ આપ્યો. યમ રાજાના કહેવા પ્રમાણે કરવાથી તેમને સર્વે પ્રાપ્ત થયું. તેથી સાવિત્રીની ઘણી કીર્તી પ્રસરી ગઇ. આ શુભ દિવસ જેઠ શુદી ૧૪ તે દીવસ સ્ત્રીઓને સૌભાગ્ય વધારનાર તરીકે ગણાય છે. તે વ્રતને વડ સાવિત્રી પૂજન કહે છે. તે વ્રત સૌભાગ્ય વંતી સ્ત્રીઓ આજે પણ કરે છે. ધન્ય છે સાવિત્રી!!! હે પુત્રી! આ સતીઓ જેવી બીજી ઘણી થઈ છે ને રાજ્ય સુખો તજી પતિ સેવામાં રહેવા સારૂ જંગલોમાં અનેક કષ્ટો વેઠી રહેલી છે જેવી કે તારામતી વીરમતી વગેરેના આખ્યાનો તારા વાંચવામાં આવ્યાં છે તો આ ઠેકાણે કહેવાની જરૂર નથી. વાંચનાર! બાલ્યાવસ્થાનું વર્ણન ધ્યાનમાં રાખી નીચલા પ્રકરણના પ્રવાહમાં ઘસડાતો ચાલ.

## પ્રકરણ ૨જું.

### યુવાવસ્થા.

વસંતરૂતુ આવી ને આપણી વાર્તાની નાઈકા પણ મુગ્ધત્વપણું છોડી નવોઢા તરૂણીની અવસ્થામાં આવવા

લાગી. એક દિવસને સમે કેટલીક સહચરીઓ સાથે માતાની રજા લઈ દેવીના દર્શન કરવા વાસ્તે ચાલી. આ વખતે તેની ઉમર તેર ચૌદ વરસની હતી. વળી યુવાવસ્થાનું ચડતુ લોહી તેને નસે નસમાં પ્રસરતુ હતુ-તેમજ સ્રીના ચીન્હોના અંકુરો પ્રકાશીત થતા હતા પયોધર બીલ્વના ફળથી તુલના કરતાં હતાં. નેત્રો મૃગની ચક્ષુઓની ઉપમાં જેવાં હતાં. ચાલ હસ્તીની જેવી હતી. કટી કેસરી સીંહુના જેવી હતી. વાળ વાસુકી જેવા હતા. અધર પ્રવાલા જેવાં હતાં. મુખાર્વીંદ પુર્ણીમાના ચંદ્ર જેવુ હતુ. લલાટમાં સૌભાગ્યનું ચિન્હ કરેલુ હતુ. અને તમામ અંગે સોળ શણુગાર સ્રીના ધારણ કરેલા હતા. તેથી ખરેખર આ દિવ્ય મુર્તી મોહક લાગતી હતી.

નદીના કીનારા પર એક સુશોભીત બાગ આવી રહેલો છે. બાગ એવો તો મનહર અને ખુશનુમા છે કે જોનારનું મન ઉદ્વેગી છતાં શાંત બને છે. અને તેની કુત્રીમ શોભા જોઇને તેના બનાવનારને હજારો આશીર વચનો અપાય છે. બાગની વચ્ચો વચ્ચ એક રમણીય અને સુશોભીત દેવાલય આવી રહેલુ છે. ને આ દેવાલયની અંદર જગદંબાની પ્રતિમા છે. તેનાં દર્શન કરવાથી તેમજ દેવાલયની કોતરણી કામથી મન પુર્વજોના કારીગરોને સંભારી, તેને હજારો ધન્યવાદ આપી—નિઃશ્વાસ મુકે છે. અહો! પુર્વજોના આર્યોની કળા વિદ્યા હુનર કેવાં હતાં. ને આધુનીક કાળમાં કેવા છે. આધુનીક અનાર્ય પ્રજાની

કારીગરી વીદ્યા વગેરે આપણુને જેમ હેરત પમાડે છે. તેમ આપણા પુર્વજોની વિદ્યા કળાના નમુના જોઈ અનાર્યો કાંડા કરડે છે. ને પોતાનો ગર્વ છોડે છે. પણ ખેર ! વખત વખતની છાંયડી. સર્વ કોઈની ચડતી પડતી ચાલી જાય છે. દેવાલયની નજીકમાંજ એક સુંદર સરોવર આવી રહેલું છે. સરોવરની ચારે બાજુએ પથરનો ઘાટ બાંધેલો છે. આ તળાવની અંદર સુંદર પક્ષીઓ તેમજ બીજાં મનોહર પ્રાણીઓ જળપાન કરવા આવે છે. ત્યાંથી આગળ ચાલતાં એક સુશોભીત કુવારો બનાવેલો છે આ કુવારાની તથા બાગની--તેમજ સુંદર વૃક્ષોની તથા પુલોની કુદરતી શોભા જોઇ મન આનંદીત બને છે. આવા રળીઆમણા સ્થાનમાં આપણી વાર્તાની નાઇકા કેટલીક સખીઓ સાથે દેવીના દર્શન કરવા આવી તેઓમાંથી કેટલીએક દર્શન કરી બાગમાં ફરવા ચાલી ગઈ ને કીશોરી બાગની અંદરના સરોવર કિનારાપર ચાલી. ચાલતાં ચાલતાં સરોવરની પાળ નજદીક આવી કે તેને એક અદ્ભુત દેખાવ નજરે પડયો. તળાવની પાળપર એક સુંદર સુવાન ઘણાજ પરીશ્રમને લીધે નિદ્રા દેવીને આધીન થયો છે. તેની પાસે પોતાનો કેંકાણ ફરતા આંટા માર્યા કરેછે. આવો સુવાન પુરૂષ સાયંકાળને વખતે સુતેલો જોઇ કિશોરી વીચાર કરવા લાગી જે આ વખતે સુવાનું શું કારણ હશે ! શું તેને ઘણો પરીશ્રમ પડયો હશે ! વગેરે ઘણાં પ્રશ્નો પોતાનું મન પોતાને પુછવા લાગ્યું. આખરે ઠરાવ કર્યો કે

લાવ જરા જઇને જોઉં તો ખરી કે તે કોણ છે. એમ વીચાર કરી તે તેની પાસે ગઇ. આ યુવાનની વય આશરે અઢાર વીસ વર્ષની હશે. તેનું ભવ્ય લલાટ, તેમજ મુખાકૃતી. વગેરે ચિન્હો એક રાજકુમારને લાયક હતાં મોંપર મુછોના ફણુગા ફુટેલા હતા. તેની કમરે એક સુંદર કટાર લટકેલી હતી. પોતાના પાસાની નજીકમાંજ એક સુંદર ભાલો લાલ વાવટે વીંટેલો પડયો હતો. માથે એક જરીયનનો ફટકો બાંધેલો હતો. આ વીર પુરૂષ સુતેલો હતો છતાં જેમ કેસરીસીંહની પાસે જતાં ભય રહેછે. તેમ આ વીર પુરૂષની નજીક જતાં પણ ત્રાસ ઉપજતો હતો. એવી તેની ભ્રમરોનોજ દેખાવ હતો. આ પુરૂષની મનોહર આકૃતી જોઇ કિશોરીના અવયવોમાં—વીચારોમાં રીતભાતોમાં--કંઇ કંઇ ફેરફાર થવા લાગ્યા. મન કંઈ કંઈ વીચારો કરવા લાગ્યું. મનને મર્કટની ઉપમાં બરાબર આપી શકાયછે. કિશોરીને પણ આ વખતે તેવુંજ થયું. મર્કટમન કુદવા લાગ્યું. અહીંથી તહીંને તહીંથી અહીં એમ દોડાદોડ કરવા લાગ્યું—આખરે મર્કટમન અનંગ વૃક્ષ ઉપર બેઠું તેથી તેનાજ વીચારો આવવા લાગ્યા. અહા ! શું દીવ્ય કાંન્તી છે ! ખરેખર રતીપતીજ હોયની એમ લાગેછે. અરે કોઇ કામણગારો લાગેછે. કે મારા અંતઃકરણમાંથી ખસતોજ નથી. જેમ લોહ ચુંબક લોઢાનું આકર્ષણ કરે છે. તેમ આ રસીલો મારાં અંતઃકરણને પોતા ભણી ખેંચે છે. મને તેની તરફ આટલી પ્રીતી થાય છે તે શું ? અરે !

આ પ્રીતી તે પરમેશ્વરની પુત્રી હશે કે શું ! પ્રીતી એવી છે કે મા બાપની તેમજ વડીલોની લાજ તથા ભય મુકી નીરંકુશપણે વર્ત્તે છે. આનું કારણ શું ! શું ! આ તે વિશુદ્ધ પ્રીતી હશે ! જો વિશુદ્ધ હોયતો કંઈ હરકત નહીં. કેમકે સીતાને પણ રામ પ્રત્યે જંગલમાં અંતઃકરણનો વિશુદ્ધ પ્રેમ થયો હતો. તો મને થાય તેમાં શું ખોટું ? કેમકે જ્યારે ત્યારે કોઇને પણ પ્રેમ બક્ષીસ કરવો તો પડશેજ. કારણ આ સંસારમાં કોઈ પણ પ્રેમ વીના નથી. આખી દુન્યા પ્રેમમય છે. જડ અને ચૈતન્ય વસ્તુમાં પણ પ્રેમ ! જેવા કે લોહ ચુંબકને ને લોઢાને. ક્ષીર સાગરને ને ચંદ્રને. પૂર્ણીમાના ચંદ્રને જોઈ સમુદ્ર હર્ષભેર ઉછળે છે. પશુને પક્ષીને–સ્ત્રી પુરૂષને. દરેકને પ્રેમ તો કોઇ પણ વખતે એકને અરસપરસ આપવો પડે છે. તો મારે પણ. આ મારા ચીત્તના ચોરનારનેજ આપવો. જેવી રીતે સાવીત્રીએ સત્યવાનને, સીતાએ રામને, પોતાના સ્વામી તરીકે કબુલ કર્યા તેવી રીતે મારે આને મારા શીર છત્ર તરીકે કબુલ કરવા. બસ. એ મારા પ્રાણાધીક ભરથાર ને હું તેની દારા. એવો મન સાથે નક્કી ઠરાવ કરી તે યુવાનની નજદીક ગઈ. જેમ જેમ તેની નજીક જતી ગઈ. તેમ તેમ તેની છાતી ઘણા ધબકારા સાથ ધડકવા લાગી. અંતે બીહતી બીહતી પણ તેની નજીક બેસી ગઇ. થોડાવાર પહેલાં જે મન કામ વૃત્તી વાળું હતું. તે હવે સર્વ અંગ કામમય બન્યું. કહેવત છે કે કામીને સર્વે અંધકાર ભાસે છે. તેમ કિશોરીને પણ બન્યું. તેણે સવ

અંધકાર મય જણાયું. તેથી તેના મનમાં પણ સંકલ્પ ન ઉઠયો કે મારી સખીઓ મારી ચર્ચા જોતી હશે. અહાહા. કામ દેવની શું સત્તા છે. શું તેનું પ્રબળ છે? મોટા મોટા જોગીઓને ને શંકર જેવા યોગીશ્વરને પણ અનંગરાયે સજડ ભુલ ખવરાવી છે. તો આ બીચારી બાળાની શી તાકાત કે તેને જીતી શકે! મહાદેવે બાળીને ભસ્મ કર્યો છતાં તને નવોઢા તરૂણીઓએ અમૃત દૃષ્ટિથી જોઇ તને શાંન્ત કર્યો! મદન! તું ખરેખર મહોન્મત્તજ છે. તારી સત્તા પાસે સર્વ કોઈ ભુલ ખાય છે. તો આ બીચારી બાળાનો દોષ કાઢવો તે વ્યર્થ છે.

આ બાળા તરૂણ પુરૂષની નજીક બેઠેલી છે. તેવામાં તરૂણ પુરૂષનો હાથ જરા નીચે ખસ્યો તેથી તેના ખંભાપર આવતાં અટકયો, હાથ ખંભાપર આવતાં આ બાળા ચમકી ને આ ચમક તેને આનંદમય લાગી. તેથી હાથને તેજ સ્થીતી માં રહેવા દીધો. ને મન સાથે વિચાર કર્યો કે લાવને સુર્યની સાક્ષીએજ પ્રાણાર્પણ કરૂં. એમ વિચારી પોતાના કંઠમાં જે પુલની માળા હતી, તે યુવાન પુરૂષને પહેરાવી વળી તેની સાથે પોતાની વીંટી પણ તેના હાથમાં પહેરાવીને તેની વીંટી પોતે પહેરી લીધી. આ પ્રમાણે યથેચ્છ રીતે વર્તે છે. ને આનંદ માને છે. તેવામાં યુવાન પુરૂષે પાસું ફેરવ્યું તેથી તેનો હાથ પણ ખસ્યો. પણ બાળાને તે સારૂં લાગ્યું નહીં. તેથી ખસતા હાથને પોતાના કમળ પત્ર જેવા હસ્ત વડે ઝાલ્યો--પકડયો--થોભ્યો--મતલબમાં અટકાવ્યો

હાથને પ્રતિરોધ થતાંજ આ યુવાન ઝબકો--જાગ્યો--ઉઠયો, યુવાન જાગૃત થતાંજ આ બાળા આઘી ખસીને સ્તબ્ધ ની પેઠે--જડ રૂપે--ઉભી રહી. યુવાન રસીક સુંદરીને જોઈ ચકીત થયો. ને મનમાં ને મનમાં બોલ્યો. અહા ! આ દીવ્ય કાન્તિમય નવોઢા તરૂણી મારી સનમુખ ઉભી છે. શું તે દેવાંગના હશે ! કે ગાંધ્રવી હશે ! કે માનવી હશે ! એમ વિચારી મધુર વચને આ યુવાન યુવતી પ્રત્યે બોલ્યો. હે કમળનયની ! તું કોણ છો ને શી ઇચ્છાએ અહીં આવી છે ! આ પ્રશ્ન પુછે છે તેવામાં તેની નજર પોતાના કંઠપર પડતાં વળી બોલ્યો. હે મહા દેવી ! શું આપેજ મને આ શુભ ચીન્હો ધારણ કરાવેલાં છે ! પણ આ બાળાને શું ઉતર આપવો તેના વિચારમાં પડેલી છે. અંતે ધીરે સ્વરે, જેવો ટોકરીનો રણકારો થાય. તેવે ગંભીર નાદે બોલી. પ્રતાપી ક્ષત્રી કુળ દીપક ! આપ મહાદેવી નહીં કહો.

યુવાન—ત્યારે શું કહું ! શું જોગ માયા કહું !

બાળા—ના. આપની ભાર્યા કહો.

યુવાન—વિધી યુકત લગ્ન થયાં પહેલાં કેવી રીતે કહું.

બાળા—ગાંધ્રવ લગ્ન તો કરી ચુકી છું તેની નીશાની આપનો હાથ તપાસો ને આ મારો હાથ તપાસો પછીથી કહેશો કે નહીં. ?

યુવાન—વાહ વાહ ! ચોરીનું કામ તો સારૂં કરતાં આવડે પણ હું ક્ષત્રી છું તેથી ચોરને શિક્ષા તો કરવીજ પડશે બોલો શી શિક્ષા કરૂં.

બાળા—તમે પણ ખરેખરા ઠેખાઓ છો. પોતે ચોરી કરે ને વળી ઉપરથી ખોટો ડોળ કરે છે. પ્રથમ તો તમેજ અમારા ગુન્હેગાર છો ને ચોરી કરતાં પણ તમેજ શીખવ્યું.

યુવાન—રાજતનયા! ખોટાં તહોમત મુકતાં સારાં આવડે છે. પણ બોલો જોઇએ મેં શી ચોરી કરી છે. જો મેં ચોરી કરી એવું સાબીત કરી આપો તો હું તમે જે શિક્ષા ફરમાવશો તે કબુલ કરીશ.

બાળા—ત્યારે આપો વચન.

યુવાન—લ્યો આ વચન. હું સુર્યની સાક્ષીએ કહુંછું કે જો હું ગુન્હેગાર ઠરૂં તો આપના કહેવા મુજબ શિક્ષા સહન કરૂં. આ મારો સાત પેઢીનો કોલ છે.

બાળા—ઠગાશો.

યુવાન—માણસનું વચન એક છે.

બાળા—પ્રથમ તો ત્યારે તમે મારૂં ચિત્ત ચોર્યું. પછી મેં ચોરી કરી તેમાં હું શેની ગુન્હેગાર. માટે ગુન્હેગાર તો તમેજ. લ્યો હવે તમે મારા ચોર ખરા કે નહીં.!

યુવાન—બેશક ફરમાવો શિક્ષા.

બાળા—ત્યારે તમને એટલીજ શિક્ષા કરૂંછું કે આ શરીરનું અધિષ્ટિતપણું કબુલ કરવું. ને તેની સંભાળ રાખવી. તેની સાથે આ યોવન બગીચાના માળી થવું. ને યોવન બગીચો જેમ ખીલે તેમ કરવું. વળી તમે નાશી ન જાઓ તેટલા માટે પ્રેમ બંધનથી બાંધવા જોશે.

યુવાન—બાળા ! આ કેદીને પ્રેમ સાંકળીએ બાંધશો તો ખરા પણ કેદખાનું કયાં રાખશો !

બાળા—મારા હૃદય મંદીરમાં.

યુવાન—પણ તમારા માતા પીતા આ કેદીને છોડી મુકશે તો તમો શું કરશો.

બાળા—હું મારા માતા પીતાને વીનયવડે સમજાવીશ. તેમ છતાં જો તે નહીં માને તો મારા દેહનું પતન કરીશ.

યુવાન—આર્યા ! પવીત્ર આર્યા વૃતની આર્યા ! તું મારી આજથી ધર્મ પત્નિ છો. ને હું તારો પતીછું. તો મારા જે જે ધર્મો પતિ તરીકેના છે તે હું બજાવીશ. લે હવે હું જવાની તૈયારી કરીશ. વખતાનુંસારે તારી સંભાળ લેતો રહીશ. હાલ તો મારે જે કાર્ય કરવાનું છે તે પૂર્ણ થયા બાદ મને નિવૃતી મળશે. આટલી વાત કરી આ યુવાન ઘોડેસ્વાર થયો. તેને અટકાવવા પ્રેમ ઘેલી બાળા તેની કટારને લટકેલી છે ને કહે છે હે પ્રીયે ! સંસારમાં સ્ત્રીને પાર ઉતરવાનો પતિવીના એકે રસ્તો નથી. તો આમ ટળવળતી મુકી જવું આપને યોગ્ય નથી. મને પણ સાથે લીઓ હું આવીશ તો કાંઇ ખોટું થવાનું નથી. હજારો સ્ત્રીઓ પતી સાથે વનમાં ગયેલી છે. જેવી કે વીરબાળા, દ્રૌપદી, સીતા, સાવીત્રી વગેરે તો હું પણ સાથે આવીશ. યુવાન બોલ્યો—અરે ઘેલી ! આવું સાહસન થાય હજુ આપણાં લગ્ન પણ થયાં નથી. જેથી તારા માત પીતાની અવજ્ઞા થાય. શાસ્ત્રનો લેખ છે કે જે કાર્ય આકું

હોય તો પણ લોકાચારથી વિરૂદ્ધ હોય તો ન કરવું. માટે તારો હઠ ખોટો છે. આ પ્રમાણે સમજાવે છે. છતાં જેને પ્રેમ પ્યાલો પીધો છે એવી આ બાળા એકની બે થતી નથી. તેવામાં તેની એક સખી દોડતી આવીને કહે છે. અરે ! વાડુરે મારી પ્રેમ ઘેલી કિશોરી આટલું સાંભળતાંજ એકદમ ઝબકી, ને જેને ભાન આવ્યું હોય તેમ સચેત થઈ કે પેલી કટાર હાથમાંથી મુકાઇ ગઇ. કટાર મુકાતાંજ આ યુવાને પોતાનો અશ્વ દોડાવ્યો. તે એક પળમાં આંખ આગળથી અદ્રષ્ય થયો. અદ્રષ્ય થતાંજ બાળા કિશોરી બોલી એ ગયા ગયા ગયા. આટલું બોલતાંજ મુર્છીત થઇને ધરણીપર ઢળી પડી. તેની સખીઓ એક પછી એક તમામ ભેગી થઇ. ને પાણી છાંટી શુદ્ધીમાં આણી. છેવટે બાળક કિશોરી પણ પ્રેમમાં કેટલી આફતો રહેલી છે તેનું મનન કરતી ખેદીત વદને સ્વગૃહે ગઈ.

---

## પ્રકરણ ૩ જું.

### જાત વીના બાત ન પડે—હાથનાં કર્યાં હૈયે વાગ્યા.

શ્રાવણુ માસની પુનેમને દિવસે આકાશમાં વાદળાં આડાં અવળાં દોડમ દોડા કરી રહ્યાં છે. સાંમ સાંમે ઘસાઇને જાય છે. તેથી વીજળી પ્રગટ થાય છે ને વીજળી થવાથી ગડગડાટ થાય છે. આ સમય એવો તો ભયંકર હતો કે શુરવીર પુરૂષની હીમત પણ ન રહે. ચંદ્ર ! તું

વાદળીને ઓથેજ રહેજે. નહીંતર આ વીજળીના ચમકારા ને ભયંકર રાત્રીથી ડરીશ. અત્યારે તારા સંગાથી કોઈ નથી. પણ તેવા સમયની અંદર એક યુવાન ઘોડેસ્વાર થઈ ચાલ્યો આવે છે. આયુવાનની મુખાકૃતિ પરથી જણાય છે કે તે કોઈ વિચાર સાગરમાં ડુબેલો છે. વાંચનાર! આયુવાન કોણ! ને આવી ભયંકર રાત્રીએ આ અરણ્યમાં આવવાનું શું કારણ હશે! તે જાણુવા મન ઉત્સુક હશે. તો જણાવું છું કે;—આપણી વાર્તાની નાયકાને મુર્છીત કરી ચાલ્યો ગયો, તેજ યુવાન આવા વિકટ અરણ્યમાં ભટકે છે. પણ તેને શા વાસ્તે અરણ્યમાં આવવાનું થયું તે કહેવા ની અહીં જરૂર છે.

પૂર્ણા નદીના પવિત્ર તટપર એક સ્નેહપુર નામે સુંદર શહેર હતું ત્યાંના રાજાની વૃદ્ધ વય થવાથી પોતાના પુત્ર ને ગાદીપર બેસાડયો. આ રાજાને બે પુત્ર હતા. તેમાં ટીલાટનું નામ મદનપાળ હતું. ને નાના કુંવરનું નામ સત્યસીંહ હતું બંને ભાઇને અરસપરસ ગાઢો સ્નેહ હતો. બંને એકજ મા બાપના પુત્ર હતા. પણ એક બીજાના સ્વભાવમાં ઘણોજ ફેર હતો. પાટવી કુમાર નાનપણથીજ નીચ સંગતને લીધે કુચાલમાં પડી ગયો હતો. ને સત્યસીંહને નાનપણથીજ સારા સારા વિદ્વાનોની સંગતી હતી. તેથી તે સદ્ વર્તન તરફ વધારે લક્ષ આપતો મદન-પાળ ખરેખર મદનનેજ આધીન રહેતો. એક દિવસ બંને ભાઈઓ ઘોડેસ્વાર થઇ અરણ્યની અંદર મૃગ્યા રમવા

ચાલ્યા. ચાલતાં ચાલતાં ઘણે દુર નીકળી ગયા. અંતે આરામ લેવા વાસ્તે એક વૃક્ષ તળે બંને ભાઇ બેઠા. તેવામાં એક સુંદર સ્વરૂપવાન નવોઢા તરૂણી તથા એક યુવાને આવી પુછયું;–હે શુરવીરો ! તમે કોઇ રાજ્યવંશી જણાઓ છો. તો અમોને આપની સેવામાં રાખશો એવી આશા છે. આ પ્રશ્ન સાંભળી મદનપાળે કહ્યું;–તમે કોણુ છો! ને આ સ્ત્રી કોણુ છે! ત્યારે પેલો યુવાન બોલ્યો;–મહારાજ અમો રજપુત છીએ અને વખાના માર્યા અંહી આવી ચડયા છીએ. આ સ્ત્રી એક રાજાની કુંવરી છે. પણ તે રાજાની ઉપર આફત આવી પડી જેથી કુંવરીની આબરૂ સાચવવા ખાતર અહીં લાવ્યો છું. ને કોઈ સારૂ રજવાડું જોઈ પરણાવવી છે. હું તેનો વિશ્વાસુ હજુરી છું આ સાંભળી મદનપાળે કહ્યું:–શું તે રાજ કુંવરી છે! ને વળી અવિવાહીત! યુવાને કહ્યું;–હા મહારાજા આપને જો લગ્ન કરવાની ઇચ્છા હશે તો ખુશીથી આપની સાથે લગ્ન કરશે. પણ એટલી તો સરત પાળવી પડશે કે, અમારાં કુંવરીને પટરાણી તરીકે રાખવાં. મદનપાળે કહ્યું;–હા તેમ કરીશ. મારી સર્વ રાણીઓમાં તે પટરાણી ને તમે મારા વજીર. આટલું સાંભળી સત્યસીંહ બોલી ઉઠયો કે;–વડીલ બંધુ! આપ સાહસ નહીં કરો. એક રખડતી રાંડને જાતભાત જાણ્યા સિવાય પટરાણીની પદવી આપો છો. તે ભુલ કરો છો. વળી અજાણ્યાં મનુષ્યને વજીરની પદવી આપવી તે પણ કેટલું જોખમ ભરેલું છે. માટે વિચારો! વિચારો! કે જેથી

આગળ ઉપર પસ્તાવાનું કારણ ન થાય. મદનપાળે કહ્યું;-- પસ્તાવાનું કારણ છેજ નહીં. ઘેર બેઠાં લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે શા માટે મોં ધોવા જવું. સત્યસીંહે કહ્યું;- વડીલશ્રી આપ ભુલો છો "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" તે ખરૂં છે. અરે! પણ આપ શું ભુલશો. તમને ભાવીજ ભુલાવે છે. ભાવી કોઇથી મીથ્યા થતું નથી. તે બાબતની એક વાત છે તે સાંભળો.

કોઈ એક અવંતીનગરીનો રાજા હશે તે સભા ભરીને બેઠો હતો. એવામાં બ્રહ્મામાંના પુત્ર નારદજી અંતરિક્ષથી વીણા વજાડતાં. ભજમન નારાયણ. નારાયણ એવા શબ્દની ધુની કરતા કચેરીમાં આવ્યા. ત્યારે રાજાએ ઉભા થઈ પુજા કરી દંડવૃત પ્રણામ કરીને પુછયું કે, હે બ્રહ્મષિ! આપને એક શંકા પુછવાની છે કે, પુર્ષાર્થ મોટું કે ભાવી. નારદજી કહેછે;—હે રાજા ભાવિ કોઇથી મિથ્યા થતું નથી. ત્યારે રાજાએ કહ્યું કે;—ભાવીને હું પુર્ષાર્થવડે મિથ્યા કરીશ. માટે મારૂં ભાવી કહો. નારદજીએ કહ્યું કે;—હે મુરખ રાજા! તારૂંજ ભાવી કહુંછું કે તારૂં મૃત્યું આસો શુદ ૧૫ના રોજે અહીંથી ચારસેં કોશપર દક્ષીણ દિશાએ તળાવના કિનારાપર મગરના ઝપાટાથી ચાર ઘાગવાને સુમારે થશે. તો તું સાવચેત રહેજે. ને ભાવીને મિથ્યા કરજે. આટલું કહી નારદજી અંતરીક્ષ થયા.

હવે રાજાએ વિચાર કર્યો કે ગમે તે પ્રયત્ને કરી ભાવી મિથ્યા કરવું. પ્રથમ તો મારે આસો શુદ ૧૦થી

ઘર બહારજ નીકળવું નહીં. જો ઘર બહાર નીકળીશ તોજ મારૂં મૃત્યું મગરનાં ઝપાટાથી થશે. માટે ન નીકળવું તે વધારે સારૂં છે આવો દ્રઢ નિશ્ચય કરી આસો શુદ ૧૦થી ઘરમાંજ રહેવા માંડયું. આસો શુદ ચૌદશ આવી. ત્યાં સુધી તો ઘરમાં રહ્યો. પણ સાંજને વખતે મનમાં એવો સંકલ્પ પેદા થયો કે હવે એક દિવસ બાકી રહ્યો છે તો ચારસે કોષપર એક દિવસમાં શી રીતે જઈ શકાય. માટે આજે તો ગામ બહાર ફરવા જવું એવું ધારી પોતાના બગીચામાં સાંજને વખતે ફરવા ગયો. હવે રાજા બાગમાં ચોમેર પુષ્પોની તથા બીજી કુદરતી શોભા જોતો એક અલૌકીક અશ્વ લાકડાનો ઘડેલો હતો તે તપાસવા રોકાયો. આ અશ્વનાં કારીગરે તેમાં કેવો ચમત્કાર મુકેલો છે તેની આ રાજાને ખબર નથી. જેથી રાજા ઘોડેસ્વાર થયો. ને પછી તેની કળ ફેરવવા લાગ્યો. તેમાં જે ઉડવાની શકિતવાળી કળ હતી તે પણ ફેરવાઈ ગઇ. જેથી તુરતજ આ ઘોડો આકાશ માર્ગે ઉડવા લાગ્યો. રાજાને મનમાં ઘણો પશ્ચાતાપ થયો. પણ હાથમાંથી બાજી ગઈ તેથી શું કરે. આ કાષ્ટનો ઘોડો આકાશમાં ભ્રમણ કર્યા કરે છે. પણ તેની ગતી ચારસેં કોષ સુધી જવાની હતી. તેથી તે ઘોડો જંગલમાં આવીને પડયો. રાજાને ક્ષુધા તૃષાપણ લાગેલી છે. તેના મનમાં ભય પણ થવા લાગ્યો કે નિસ્ચે મારૂં મૃત્યું નજીક આવ્યું છે. શું ધાર્યું હતું ને શું થયું ? અરે પ્રભુ તારી કૃતિ ન્યારી છે !

તું પળ વારમાં ગમે તે કાર્ય કરવા શક્તિવાન છે. ભુખના દુઃખથી પીડાએલો—મરણના ભયથી ભયભીત થએલો--ને તૃષાએ કરી વ્યાકુળ થએલો રાજા પાણીની શોધમાં ફર્યા કરે છે. તેવામાં તેની નજરે નારદજીએ કહેલું સરોવર નજરે પડયું. પણ પાણી પીવા જવાની હીંમત ચાલી નહીં. ને મનથી ઠરાવ કર્યો કે પાણી વીના જીવ જાય તો ભલે. પણ તળાવની અંદર ન જવું. એવું ધારી તે ઝાડની નીચે સુતો. આખી રાત્રીના ઉજાગરાથી તેમજ ઘણા પરિશ્રમથી નિદ્રા દેવીને આધીન થયો.

ચાર વાગવાનો વખત થવા આવ્યો. કાળ પણ નજીક આવ્યો. તે વખતે તળાવની અંદરથી એક મોટો મગર બહાર આવ્યો. ને જ્યાં આ રાજા સુતો છે ત્યાં આવી તરત તેનો પગ પકડી તળાવ ભણી દોડી ગયો. પગ પકડાતાં રાજા તુરત જાગ્યો. પણ અફસોસ ! તેનું કશું ચાલ્યું નહીં. તેના મુખમાંથી છેવટના એટલાજ શબ્દ નીકળ્યા કે ભાવી કોઈ કાળે મિથ્યા થતું નથી. તે સાચું છે. આટલું બોલતાંજ તે આ ફાની દુનિઆનો ત્યાગ કરી યમરાજાની કચેરી ભણીનો રસ્તો લીધો. માટે હે ભાઈ! આપને પણ આ વખતે તેવુંજ થાય છે. માટે મારી વાત આપના ધ્યાનમાં નહીં ઉતરે.

મદનપાળે કહ્યું--હશે! જે થાય તે ખરૂં. પણ આવી ચંપકવરણી ચતુર ચતુરાનો સમાગમ શી રીતે છોડી શકું! પુષ્પકળીની સુગંધમાં ભમરો જેમ પોતાની શુદ્ધિ ભુલે છે

તેમ આ કુસુમાવળીની સુગંધ લેવા ભોગી ભ્રમર દેહનું ભાન ભુલ્યો છે તો ભલે જે થવાનું હોય તે થાય. આવું કહી મદનપાળે તેમને પોતાના સ્થાનક પ્રત્યે આવવાનું કહ્યું;-- સત્યસીંહ ભવિષ્યનો વિચાર કરતો પાછો પોતાના ભાઈ સાથે નગર પ્રત્યે આવ્યો.

મદનપાળે ફરી લગ્ન કર્યું. અજાણ્યા મનુષ્યને વજીરની પદવી આપી. હવે આ બંનેએ રાજમાં આવી શું શું ફરેબો રચવા માંડયા તે તપાસીએ. નવી રાણીએ પ્રથમ તો રાજા મદનપાળને પોતાની વિષય જાળમાં એટલો તો ફસાવ્યો કે, તે અન્ય રાણીઓ પાસે તેમજ બીજા કોઇપણ સ્થાનમાં જવા પામતોજ નહીં જેમ કરોળીઆની જાળમાંથી મુકત થવાને બીજાં પ્રાણીઓ ફાંફાં મારે તેમ તેમ વધારે ગુંચાતા જાય તેમ મદનપાળ પણ વિષય જાળમાં વધારે ને વધારે ગુંચાતો ગયો. જેથી રાજ્યમાં શું શું બનાવો બને છે. તે વાતપર બીલકુલ લક્ષ ન રહ્યું. તેથી નવા વજીરે પણ પોતાની સતા ધીમે ધીમે બેસાડવા માંડી. તેને કોઈ પણ અટકાવ કરનાર નહોતું. ફકત સત્યસીંહ તરફથી જરા અડચણ આવતી. તો તેનો પણ વખતાનુસારે ઘાટ ઘડી નાખવો એવા વિચારમાં અહોનીશ ગુંથાએલો રહેતો. એક દિવસે નવો વજીર નવી રાણીને મળ્યો ને સત્યસીંહનું સાલ શી રીતે ટળે તે બાબત પુછવા લાગ્યો; રાણીએ કહ્યું;--તમે ધીરા રહો. મારૂં ચાલશે ત્યાં સુધી તમોને કશી હરકત પડવા દેનાર નથી. સત્યસીંહને ગમે તે પ્રયત્ને કરી

હાર કરાવીશ. પછી આ મુરખ રાજાની પણ તેજ અવસ્થા. તમે રાજા ને હું તમારી રાણી. બે ફીકર રહો. જેવી રીતે આટલે સુધી ફાવ્યા છીએ. તેવીજ રીતે આગળ પણ ફાવશું' વજીરે કહ્યું:-તે બધું ઠીક પણ સત્યસીંહનો તો જેમ બને તેમ તુરત ઉપાય લેવો. રાણી કહે;-ઠીક તમારીજ ચીંતામાં છું. પ્રભુ સૌ સારૂં કરશે. ધીરજના ફળ મીઠાં છે વજીર તથા રાણી જુદાં પડયાં. હવે રાણીએ વિચાર કર્યો કે; સત્યસીંહને શી રીતે કબજે કરવો એવા વિચારમાં ગુંથાએલી છે. ત્યાં એક તર્ક ઉત્પન થયો કે, સત્યસીંહને મારા યોવનના રૂપમાં લલચાવવો ને રાજ્ય અપાવવાની પણ લાલચ આપવી. જો તે મારા રૂપપર મોહીત થઇ મારી વાત માન્ય કરશે, તો આ મદનને મરણને શરણ કરવો. "ખરેખર સ્વાર્થી મનુષ્ય સ્વાર્થ તરફજ દોડે છે. આ કુલટા રાંડને પોતાના વિષય સુખના સ્વાર્થને માટે કેવા કેવા વિચારો સુજે છે. ધિઃકાર છે આવી શંખણીઓને ને ધિઃકાર છે આવી પુંશ્ચલી રાંડોને! આ કુલટા પવિત્ર સત્યસીંહને પોતાના ફરેબમાં ફસાવવા સત્યસીંહના મહેલ તરફ ચાલી. આ વખતે સત્યસીંહ તથા તેનો ભત્રિજો (મદનપાળનો કુંવર) એક અગાશીમાં બેઠા છે. કુંવર એક પુસ્તક વાંચે છે. તેનો કાકો તેનો ભાવાર્થ સમજાવે છે. ત્યાં આગળ રાણી આવી. અને બોલી; સત્યસીંહ! શું કુંવર ને ભણાવો છો! સત્યસીંહ ચમકયો. અરે આ કોણ! એમ કહી મહેલના બારણા બાણી જોયું. તો રાણીને જોયાં.

પોતે ઉઠી બહાર આવ્યો. અને આવવાનું કારણ પુછયું રાણીએ કહ્યું;—તમારૂં મારે ખાનગીમાં કામ છે. તો થોડો વખત નવરાશનો મેળવશો. સત્યસીંહે કહ્યું;--ભલે હું નવરોજ છું. જે કાર્ય હોય તે ખુશીથી કહો. રાણીએ કહ્યું:--મારો વિચાર એવો છે કે આપનું લગ્ન કોઇપણ સ્થળે થતું હોય તો કરવું કે નહીં! સત્યસીંહે કહ્યું;--મારી બાબતની તમારે કશીએ ચીંતા રાખવી નહીં. વખત આવે થઇ રહેશે. રાણીએ કહ્યું ઠીક. પણ રાજ્ય મેળવવાની ઇચ્છા છે કે નહીં! સત્યસીંહે કહ્યું;-- આ રાજ્ય વળી કોનું છે! વળી વિચાર કરતાં જણાયું કે, અરે! આજે આમ પુછવાનું શું કારણ હશે! આમાં કાંઇ ઉંડો ભેદ હોવો જોઇએ માટે તેનો શું વિચાર છે. તે જોઇ તો લઉં એવું મનમાં ધારી રાણી પ્રત્યે કહ્યું;--ભાભી સાહેબ! રાજ્ય લેવાની ઇચ્છા તો છે પણ શી રીતે રાજ્ય મળે! કારણ મારા મોટા ભાઇ ટીલાટ છે. તેથી મને સ્વપ્ને પણ રાજ્ય મળવાની આશા નથી. અરે! પ્રભુ! અમારી જીંદગી તો પરાધીનતામાંજ જશે. એમ કહી. નિઃશ્વાસ મુકયો. રાણીએ કહ્યું;--ગભરાઓ નહીં. મારા દિયર! હું આવી તમારી ભોજાઇ બેઠી છું. ત્યાં સુધી તમારે શું દુઃખ છે! રાજા થયા એમજ જાણો. પણ મારા કહ્યા પ્રમાણે વરતવું પડશે. સત્યસીંહે કહ્યું;--ભાભી સાહેબ! આપ મને રાજા બનાવશો. ને તમારા કહ્યા પ્રમાણે ન વરતું એવું તે બને, બોલો જોઇએ શી રીતે રાજા બનાવવા

ધારો છો! રાણીએ કહ્યું;--રાજ્ય મેળવવા વાસ્તે પુત્રે પીતાનો, પીતાએ પુત્રનો, બંધુએ બંધુનો, મામાએ ભાણેજનો એવી રીતે ઘણાંએ એક બીજાનાં ખુન કરેલાં છે. તો તમારે પણ તમારા ભાઇનું ખુન કરવું ને રાજા થવું. પછી હું દેરવટું વાળીશ. એટલે હું તો રાણી ને રાણીજ રહેવાની, પછી આપણા બંનેનું જોડું કેવું શોભશે! કેમ હિયરજી! આ વિચાર કેવો છે! સત્યસીંહ વિચારાબ્ધિમાં ડુબ્યો. કુલટાના વિચારોપર હસવા લાગ્યો. અંતે છેવટનો સાર કાઢવા ક્રોધને દબાવી મધુર વચને બોલ્યો. "ભાભી સાહેબ! આવું અઘટીત ક્રૂર કામ મારાથી શી રીતે બની શકશે!" રાણી બોલી;--જો આપનાથી ન બને તો તે કાર્ય આપની વતી હું કરીશ. પણ આપ મારી મદદમાં રહેશો કે નહીં.? સત્યસીંહ બોલ્યો;— બેશક. આપની મદદમાં હું અંતપર્યંત સુધી રહીશ. રાણી કહે; ત્યારે હું જાઉછું, ને તમારા ભાઇને કેફમાં લીન કરૂંછું તેટલી મુદતમાં તમો સત્વર આવો. સત્યસીંહે કહ્યું:--સારૂં. હું તાકીદે આવુંછું. રાણી સપાટાબંધ રાણીવાસમાં ગઈ. તેની પાછળ સત્યસીંહની દ્રષ્ટિ પણ ગઇ. અંતે દ્રષ્ટિ પાછી ફરી. સત્યસીંહે વિચાર્યું કે, ખરેખર જાત વીના ભાત ન પડે, તેનો આ સિદ્ધાંત સિદ્ધ થયો. પણ દુષ્ટ રંડાને તેના કૃત્યનો બદલો ન આપું તો મારૂં નામ સત્યસીંહ નહીં. તુચ્છ, રાજ્યને માટે સત્યનો નાશ કરી અસત્ય માર્ગે જવું? નહીં. નહીં. કોઇ દિવસ એવું કૃત્ય મારાથી નહીં

બને. ને જો બને તો મારૂં નામ સત્યસીંહ પાડતાં કોઇએ ભુલ કરેલી હોવી જોઇએ. હા હવે તાકીદ જાઉં. નહીંતર પુંશ્ચલી રંડા જો ભાઇનો વિનાશ કરી નાંખશે તો બધું વિપરીત થશે. માટે સત્વર જઈ વ્યભીચારણી રાક્ષસી રંડાને ઠાર કરૂં—બેજાર કરૂં—નાક કાપી પાયમાલ કરૂં. ત્યારેજ મારૂં ધગધગતું રૂધીર શાંત થશે. ક્રોધથી વ્યાપ્ત થયેલો—કાળરૂપ બનેલો—સત્યસીંહ પોતાનો કટાર વારંવાર તપાસતો—દાંત પીસતો—હોઠ ફફડાવતો—હાથમાં ચાબુક લેતો રાણીવાસ તરફ ગયો.

સત્યસીંહ તરફથી નીકળી રાણી તુરતજ મદનપાળ પાસે આવી. તેને દારૂનો એક પ્યાલો આપ્યો. તેમાં કેફી વસ્તુની ભુકી ભેળવી દીધી. જેથી દારૂ પીધો તેવોજ શુદ્ધને સાન વિનાનો ઘોર નિદ્રામાં પડયો. હવે રાણી સત્યસીંહની રાહ જોઈ ઉભી છે તેવામાં સત્યસીંહ આવ્યો. સત્યસીંહનો વિકાળ ચેહરો જોઇ રાણી ડરી તો ગઈ. પણ સત્યસીંહ બોલ્યો;—કાં સીંહ કે શિયાળ. રાણી કહે સીંહ ફકત હવે પાંચ મિનિટનું કાર્ય છે. તેમાં જો આપ મદદગાર થશો તો બેડો પાર. સત્યસીંહે કહ્યું;—લ્યો ત્યારે હું તમારી મદદમાં ઉભોછું. કામ કરો પાર ને થાઓ મારી નાર. પછી રાણીએ ઝગઝગતું ખડગ હાથમાં લઇ રાજાને મારવા તૈયાર કર્યું કે, સત્યસીંહે પાછળથી ખેંચી લઈ એવા તો ચાબુક માર્યા કે રાણી બૂમેબૂમ પાડવા લાગી. સત્યસીંહે કહ્યું;—દુષ્ટ! તારા કૃત્યનો બદલો તને મળે છે. ધિક્કાર

છે તને અને ધિ:કાર છે તારી જનેતાને. તારા જેવી રાંડો જગતમાં ન હોત તો શું ખોટ પડી જાત. તારી માના ઉદરમાંજ ગળી કેમ ન ગઈ.! તારા તો રાઈ રાઇ જેવડા કટકા કરી ગીધ અને કુતરા કાગડાને ખવરાવીએ તો પણ તારા કૃત્યની શિક્ષા તને ઓછી છે. શું કરૂં કે સ્રીછો. નહીંતર આ એક ખડગથીજ તારૂં મસ્તક ધડથી જુદુ કરત. તો પણ તારા પાપનો પશ્ચાતાપ જીંદગી પર્યંત નહીં ભુલાવાને વાસ્તે તારૂં નાક કાપી લઉંછું. એમ કહી દુષ્ટ રંડાનું નાક કાપી સત્યસીંહ ચાલતો થયો.

રાણી માર પડવાથી તેમજ નાક કપાયાથી ઘણુંજ આક્રંદ કરવા લાગી અને ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી. અંતે ઘણુંજ ક્રોધાવેશમાં તે બોલી ઉઠી કે--હાય ! હાય ! મારા રડયા. તારૂં સત્યાનાશ ન કાઢું તો મારી જનેતાને નવ માસ ભારે મારી તે વૃથા છે. રઝળાવી—રખડાવી—પાયમાલ કરૂં ત્યારેજ હું નિરાંતે ઉંઘીશ. ઠીક છે. બચ્ચાજી ! તમે પણ ફાવી ગયા છો તો જોઇ લેજો આ રાંડના ઝપાટા. પછી તુરતજ રાજાની સારવાર કરવા લાગી. અને રાજા શુદ્ધીમાં આવતાં બોલી. પ્રાણનાથ ! જુઓ આ તમારી હયાતીમાંજ તમારા ભાઇએ મને બેઢંગી કરી મુકી તમે ઉંઘી ગયા કે તરતજ સત્યસીંહ અહીં આવ્યા. અને મને એકાંતમાં તેડી જઈ સમજાવવા લાગ્યા કે મારા ભાઇને તમે મારી નાંખો. ને પછી મારી રાણી થાઓ. મેં તેમને ઘણુંએ સમજાવ્યા. પણ તે કામાંધે મારૂં એક વચન પણ

માન્ય ન કર્યું. છેવટે મેં તેને ઘણુંજ ફીટકાર આપ્યો. ફીટકાર આપ્યો તેથી ગુસ્સે થઈ, મારૂં નાક કાપી ચાબૂકનો માર મારી ચાલતો થયો. અરેરે! આવા તે ક્યાંય ભાઈઓ હશે!! તમે પણ બૂમો પાડ્યા છતાં ન જાગ્યા તેથી નિર્દય છો એમજ લાગે છે. હવે જ્યાં સુધી એ મદાંધ કાફરને મારી આંખ આગળથી દુર નહીં કરો, ત્યાં સુધી મારે અન્ન લેવું હરામ છે. તમે પણ તપાસી જુઓ કે તે તમારો ભાઈ કે દુશ્મન! અરે! દુશ્મન પણ આવું કૃત્ય કરતાં ડરે છે. માટે હવે તેનાપર દયા રાખવી તે બીલકુલ યોગ્ય નથી. પછી તમારી જેવી ઈચ્છા. પણ એટલું તો યાદ રાખજો કે આજે મારૂં નાક કાપ્યું. તો કાલે તમારૂં મસ્તક પણ કાપશે. તો કહેવત છે કે રોગ અને શત્રુનો પ્રથમથીજ ઈલાજ લેવો જોઇએ. પ્રમાદમાં રહી વધવા દેવાથી અંતે પ્રાણને હાની કરતા થઈ પડે છે. તો તમારે પણ સત્યસીંહને ઠાર કરવો. કે જેથી ચિંતા કરવાનો વખત ન આવે. આટલું બોલી રાણી બંધ રહી. મદનપાળે તેનું બેઢંગુ રૂપ જોઇ તથા તેનું બોલવું એક ચિત્તે સાંભળી, તેનાં રૂંવે રૂંવા ઉભાં થયાં. અંતે ક્રોધાગ્નીના આવેશમાં બોલી ઉઠયો કે, રાણી! તારા નાક કાપનારનું વૃક્ષ સ્થળ ચીરી રૂધીરની નદી વહેવડાવી મારા કટારને ત્રપ્તી પર્યંત લોહી પાઇ શાંત કરીશ; ત્યારેજ મારો ગુસ્સો નરમ થશે. તું બેફીકર રહે. આજ રાત્રીએ તારા તથા મારા વેરીને એક ઝપાટે ઢુંઢીશ. ને એક કટારેજ તેનો અંત

લાવીશ. એમ કહી પોતાનો કટાર હાથમાં લઈ રાત્રી થતાં-જ સત્યસીંહના મહેલ તરફ ચાલ્યો.

વાંચનાર ! આ નિર્દોષ પાત્રને ખબર નથી કે મારો ભાઈ મારોજ કાળ થઈ મારૂં નિકંદન કરશે. ત્યારે શું આજ રાત્રીએ તેનું આવીજ બન્યું ! પણ ના. જેની સંભાળ જગકર્તા કરે છે તેને કોણ મારી શકનાર છે ? ત્યારે શું તે નહીંજ મરે ! હા તે તો નહીંજ મરે. ત્યારે કાળરૂપ બનેલ યમના હાથથી મૃત્યુ નહીંજ થાય ! થશે. પણ ગમે તે એકનું તેના હાથથી આજે મૃત્યુ તો છે છે ને છેજ. ત્યારે કેનું મૃત્યુ થયું તે જાણવા મન અધીરૂં થયું હશે. તો જણાવવું જોઇએ કે, જે વખતે મદનપાળે સત્યસીંહને મારવા રાણીને કબુલાત આપી. તે વખતે સત્યસીંહને બચાવનાર તેનો ભત્રીજો ( મદનપાળનો કુંવર ) આ વાત સાંભળતો હતો. પોતાના કાકાનું મૃત્યુ તેના ભાઇના હાથથી થશે, એવું સાંભળી કુંવર ઘણો દીલગીર થયો. પણ ધીરજ નહીં છોડતાં તેનો બચાવ શી રીતે કરવો તેના વિચારમાં ગુંથાયો. આ રાજ્યના ભુષણરૂપ મારા કાકાશ્રીનો આજે શું વધ થશે ? સત્યના સ્થંભરૂપ સત્યસીંહનો શું વિનાશ કરશો ? પીતાશ્રી ! આ તમોને શું સુજ્યું ! એક રાંડના વચનપર વિશ્વાસ રાખી પોતાની જનેતાના ઉદરમાં આળોટેલા, ને એકજ સ્તનોનું પયપાન કરેલા, ને એકજ વિર્યથી ઉત્પન થયેલા બંધુઓનો નાશ કરવો આપને શું યોગ્ય છે ! અરેરે ! બંધુનો વિનાશ કર્યા

પછી શું તે મળી શકશે! અને બીજો તો જોઇએ તેટલી મેળવવા ધારશો તો મેળવી શકશો! પણ બંધુ! એક લોહી આ બધું કયાંથી મેળવશો? પણ ખરૂં છે કે ક્રોધવશ થયેલ મનુષ્યને પોતાની સ્થિતીનું ભાન નથી રહેતું. ક્રોધ નથી જોતો હીત કે અહીત, ક્રોધ નથી જોતો શત્રુ કે મિત્ર, ને ક્રોધ નથી જોતો પિતા કે પુત્ર. માટે શાસ્ત્રોમાં કહ્યું છે કે સાધુ પુરૂષોએ ક્રોધ રૂપી શત્રુનો જ્ઞાન રૂપી ખડગે કરી નાશ કરવો. ક્રોધથી કેવાં કેવાં વિપરીત કાર્યો બન્યાં છે. ત્રિપુરારીના ક્રોધે કરી અનંગ ભસ્મ થયો. સતી દ્રૌપદીના ક્રોધે કરી કૌરવ કુળનો નાશ થયો. તો પીતાશ્રીના ક્રોધે કરી મારા કાકાનો આજે નાશ થશે. માટે તાકીદે જઈ સત્યસીંહનો જેમ બને તેમ બચાવ કરવો ને તેને બદલે મારે પ્રાણ આપવો. એવું મનથી નકી કરી પોતે સત્યસીંહ પાસે નિસ્તેજ મુખે આવ્યો. સત્યસીંહે કહ્યું;–કેમ કુંવર! આજે આટલા બધા ઉદાસ છો? શું બાપુએ ઠપકો આપ્યો? કુંવર બોલ્યો;—કાકાશ્રી! શું કહું. આપના શીરપર આજે કાળ ભમે છે. ને તે કાળ પીતાશ્રીજ છે. સત્યસીંહે કહ્યું;—કુંવરશ્રી શું સાચું કહોછો! શું ભાઇ ઉઠીને મારો ઘાત કરશે! કુંવરે કહ્યું;—કાકાશ્રી આજે તમારા ભાઈ નહીં, પણ દુશ્મન છે. તમે ગમે તેટલાં વચનરૂપી બાણો મારશો તો પણ તેના હૃદયને ભેદી શકશો નહીં. કારણ તેને આજે ક્રોધરૂપી બખતર ધારણ કરેલું છે. માટે તમારૂં એક પણ વચન

વચન બાણુ તેને ભેદી શકશે નહીં. તો પ્રાણની રક્ષા માટે દેશ તજવો એવો ધારો છે, માટે તમારે આજે ને આજે-જ આ શહેર છોડી ચાલ્યા જવું. સત્યસીંહે કહ્યું--કુંવર હું જઇશ તો ખરો! પણ આ સ્નેહપુરની શું અવસ્થા થશે. તેના વિચારમાં મારૂં અંતઃકરણ પ્રજવલિત થાય છે. હું મ્રત્યુથી ડરતો નથી. જવાથી દીલગીર નથી. પણ મને એટલોજ અફસોસ થાય છે કે બાપુની શી અવસ્થા થશે! આ દુષ્ટ રંડા તેનું નકી મ્રત્યુ કરશે. ને નકી આ રાજ્યની પાયમાલી કરશે. ઠીક છે હું હવે જવાની તૈયારી કરૂં છું. કુંવર? આ કાકાના દોષ જે કાંઈ થયા હોય તે માફ કરજે. લે હવે હું જઇશ. પ્રભુ મેળવશે ત્યારે મળશું મારો આશીરવાદ છે કે તું દીર્ઘાયુ હો. એમ કહી પોતાનો અશ્વ લાવી--હથીઆરો સજી—કુંવરને ચુંબન લઈ—અશ્રુએ નહવડાવી—ઘોડેસ્વાર થયો. કુંવરે કહ્યું;—કાકા સાહેબ? આપ દીલગીર થાઓ નહીં. મનુષ્ય બળવાન નથી. પણ સમય બળવાન છે. એક વખત એવો હતો કે, જે અર્જુન ગાંડીવ ધનુષ્યને ધારણ કરી રણ સંગ્રામમાં ઉભો રહેતો, ત્યારે આખી સૃષ્ટિ થર થર કંપતી. ને તેજ અર્જુનને કાબા લોકોએ લુંટ્યો તે શું! ત્યારે મનુષ્ય બળવાન કે સમય! વળી એક સમય એવો હતો કે જે ભારત ભુમીના પુત્રો સોના રૂપાના થાળોમાં બેસી જમતા ને જેની દોલતનો પાર નહોતો. વળી હીંદુસ્તાનની સમૃદ્ધિ પર મોહીત થઇ હજારો પરદેશી લોકો લલચાઇ આવતા તેજ

ભારત ભુમિના પુત્રો ટુકડા રોટલા વાસ્તે ઘેર ઘેર પોકાર કરતા માલમ પડે છે. આનું કારણુ શું! તે પણુ સમય. વળી અંગ્રેજ લોકો કે જેને વસ્ત્ર પહેરવાની પણુ સમજ શક્તિ નહોતી. તેઓ આજે વિદ્યા બળ વડે કરી ચક્રવૃતિ રાજ્ય ભોગવે છે. આનું કારણુ શું! તે પણુ સમય. માટે આપ તે બાબતમાં ચિંતાગ્રસ્ત ન થાઓ સત્યસીંહે કહ્યું;—કુંવરશ્રી! લ્યો હવે છેવટના પ્રણામ છે. મારી જન્મ ભુમિને છેવટના પ્રણામ કરૂં છું. સ્નેહપુર! આ તારી ગરીબડી પ્રજાને સંભાળજે. આટલું કહી સત્યસીંહ પોતાનો અશ્વ દોડાવતો ઝપાટાબંધ અરણ્યનો રસ્તો કાપતો ચાલ્યો. આખી રાત્રી તથા દિવસના ચાર વાગતાં સુધી રસ્તો કાપ કાપ કર્યો. છેવટે વિજ્યનગરની નજીક આવી પહોંચ્યો તેથી ત્યાંના બાગમાં આવી પોતાના અશ્વને ઝાડને થડે બાંધી, સરોવરનું પાણી પીને તૃષા મટાડી. અંતે આરામ લેવા કિનારા પર સુતો. વાંચનાર! સત્યસીંહ નિંદ્રામાં પડયો, તે વખતે આપણી વાર્તાની નાયકાએ તેને પોતાનો સ્વામી સ્વીકાર્યો તે વાત આગળ આવી ગઇ છે. તો હવે તે વાતને પડતી મુકી સ્નેહપુરમાં પાછો ચાલ ને ત્યાં મદનપાળની તરફ એકી નજરથી જો.

સત્યસીંહ અરણ્યમાં ગયો. તેથી કુમાર ખુશી થતો તેના મહેલ તરફ ચાલ્યો. રાત્રી પડી તેથી કુંવર પોતાના કાકાની સય્યામાં તેની ઓઢવાની જે ચાદર હતી, તે ઓઢીને સુતો; રાત્રીના બાર વાગ્યા તે વખતે દુષ્ટ મદન-

પાળ ચારે તરફ દ્રષ્ટિ ફેરવતો--ધીરે પગે ગતિ કરતો--સત્યસીંહના મહેલમાં આવ્યો. આ ક્રુર રાક્ષસને ખબર નથી કે મારે હાથે મારા પગ પર કુહાડો મારૂં છું. તે તો આનંદાબ્ધિમાં ગરકાવ છે. ને તેના મનમાં તો એમજ છે કે દુષ્ટ દુશ્મનને મારી નીરાંતે ઉંઘીશ. મારી મધુરી મેનાને તરફડાવી દુઃખ દેનારને આજે યમપુરીમાં પહોંચતો કરીશ. એવા સંકલ્પ વિકલ્પ કરતો પોતાના કટારને તપાસતો કુંવર નજીક આવ્યો. અને જુસ્સાથી બોલ્યો. હે પાપીષ્ટ! તારા પાપનો ઘડો હવે ભરાઈ રહ્યો છે. એમ કહી કુંવરની છાતીમાં એવા જોસથી કટાર ઘોંચ્યો કે રૂધીરની ધાર દડદડાટ વહેવા માંડી. કુંવરે બે ઘડી તરફડા મારી પોતાના આત્માને સ્વધામ તરફ મોકલ્યો. મિત્રો? તમે આ પરમાર્થી કુંવરના સબપર શોકનાં આંસુ પાડો. ને તેના આત્માને શાંતિ મળે એવું પ્રભુ પાસે માગો. પછી મદનપાળે ચાદર ઉંચકી દીવો લઈ તેનું મુખ નિહાળવા માંડયું, મુખ જોતાંજ પેટમાં ધ્રાસકો પડયો. અને મોટા સાદે પોકાર કરી બોલી જવાયું કે “ હાય! હાથનાં કર્યાં હૈયે વાગ્યાં” હાય! હાય! આ ક્રુર વાઘે પોતાનાં બચ્ચાંને એક પંઝેજ જમીન દોસ્ત કર્યો. હાય! હાય! આ કુસુમ કળીને ખીલતાંજ મેં દુષ્ટે તોડી પાડી. હાય! હાય! આ ગુલાબના ફુલને મેં મલેચ્છ કાફરે છુંદી પાયમાલ કર્યું. હાય! હાય! ઉગતા ચંદ્રને મેં રાહુ એ પકડયો. મારા આત્માનોજ મેં નાશ કર્યો. અરે મારી

સઘળી આશાનો કોટ તુટી પડયો. હાય! હું ક્રોધમાં અંધ બન્યો. આ પ્રમાણે વિલાપ કરતો શોક સાગરમાં ડુબકાં મારતો. પોતાના બચ્ચાંને ચુંબન લેતો રાણી પાસે આવ્યો. રાણીને ખબર થતાં તે પણ ઢોંગ કરવા લાગી. સવાર થતાંજ દરેક સ્થળે કુંવરના મૃત્યુની ખબર ફેલાણી, સબને અગ્નીદાહ કરવામાં આવ્યો. દિવસ ઉપર દિવસ જવા લાગ્યા. સૌનો શોક વિસારે પડયો. રાજા પણ પ્રથમની માફક વિષય સુખમાં લીન થયો. મિત્રો ? મદનપાળને વિષય સુખ ભોગવવાજ દીધો. વિષય જાળમાં પડી રહેવાથી તેમજ અજાણ્યા મનુષ્યને રાજ્યમાં રાખવાથી રાજ્યની કેવી પાયમાલી થઈ તે આગળ જોશું. હાલ તો આપણે આપણી વાર્તાની નાયકા તરફ દ્રષ્ટિ કરીએ. માટે આ વાતમાંથી ચિત્ત કાઢી નાંખી કિસોરી તરફ નજર કર એટલે બસ.

# પ્રકરણ ૪ થું.

## પ્રેમ પીંજરામાં ઝુરાતી બાળા.

રાત્રીની પુર્ણીમાનો ચંદ્ર પુર્વાકાશમાં ઝળકી રહ્યો છે. તારા ગણો પણ પોતાના રાજાની રક્ષા માટે ચોમેર સ્થીર થઈ ઉભા છે. ચંદ્રે પોતાની રૂપેરી સાડી પૃથ્વી પર પાથરી દીધી છે. વાયુએ થંડી મીઠી લહેરો કાઢી છે. જેથી મંદમંદ ગતિથી શીળો પવન આવે છે. વૃક્ષોની

રાજો ઝોકા ખાતી માલમ પડે છે. આ વખતે સ્થીર થઈ કુદરતી શોભા જોવાથી મન ઘણું આનંદીત થશે. અને એટલું કહેવાશે કે, વાહરે પ્રભુ તારી બનાવટને તારી ચાતુરી! આવી રાત્રીના વખતે અગાશીમાં એક બાળા વિચાર સાગરમાં ડુબેલી છે. અંતે છેવટના શબ્દ તેના મુખમાંથી એટલાજ નીકળ્યા કે, હે પ્રાણ! આમ ટળ વળતી મુકી ચાલ્યા ગયા. તે યોગ્ય નથી કર્યું. હવે ફરી દર્શન ક્યારે દેશો? આપ કહી ગયા છો કે વખતાનુંસારે તારી સંભાળ લેતો રહીશ. શું! આપ તે ભુલી ગયા! કંઈ કામણગારા દેખાઓ છો! કે કામણ કરી ચાલ્યા ગયા.

---

રસમાં રોળાવીને એ રસીક વર ચાલ્યો ગયો;
કાંતો પ્રેમે ફસાવીને એ ચતુર ચિત્ત ચોરી ગયો,
તરૂણ પુરૂષની મોહાકૃતિથી બની અતી લાચાર
જીગર ખોલી ગયો. રસમાં
અમૃતસમ એ તો મને લાગે છે એ મીઠ,
મન પ્રફુલીત મારૂં થશે નયને જ્યારે દીઠ. રસમાં
પ્રેમ કંટક ખુંચે અતી. થાઉં અતી બેહાલ,
પ્રેમી જો આવી મળે તો જાએ કંટક સાલ. રસમાં

---

ચિતને ચોરી, વીરહમાં સપડાવી, પ્રેમનો ચાબુક મારી, મદનરાજને જાગૃત કરી, રસીક સલુણો ચાલ્યો ગયો. હવે એ ભોગી ભ્રમરને પકડવા ભમરી થઇ કયાં ભટકવું! વળી જરા વિચાર કરી ગાવા લાગી.

નયણે નિંદ્રા નાવે જરી મારો વ્હાલો ગયો છે વિદેશરે; નયણે
હંસ વીનાના જેમ નિરમળ મોતી વાલા વીનાની તેવી
રાતરે, નયણે
કંથ વિનાની જેવી શોભે છે શ્યામા તેવી પીયુ વીના છે
મારી સેજરે. નયણે
વચન આપીને છેલો ચાલ્યો ગયો છે નથી લીધી મારી
સંભાળરે, નયણે
જળ વિનાની જેમ માછલી ઝુરે ઝુરી મરૂં છું આણી
રાતરે. નયણે

અરે રે પ્રાણ વિનાની ઝુરી ઝુરીને મરી રહું છું. અરે ! પણ મારા વિયોગથી હું જેવી રીતે ઝુરી મરૂં છું. તેવી રીતે તેને પણ તેમ થતું હશે ખરૂં ? ખરેખર પ્રેમનો મદ એવોજ છે. અરે ! પણ આ વખતે મારા પ્રાણપતિ કયાં હશે ! મારે તેની શોધ કયાં કરવી ! અરે ! મન ! આમ વિચાર કરવાથી કાર્ય સીદ્ધ થવાનું નથી. માટે ભોગીની પાછળ જોગી બની, તેની શોધ કરવા મારે જવું. આવો વિચાર કરી પોતાના અમુલ્ય વસ્ત્રાભુષણનો ત્યાગ કરી—જોગીપણાને લાયક વસ્ત્રો પહેરી—પોતાના સ્થાનકને અભિવંદન કરી—ચંદ્રના કિરણને પોતાની દૃષ્ટિમાં સમાવી—જંગલનો લાંબો રસ્તો ચોમેર નિહાળી--ઘડીભર વિચારમાં ગુંથાઇ—અંતે ઉત્તર દિશા તરફ પગની ગતિ થઇ. ગતિ થતાંજ મુખમાંથી એટલાજ શબ્દ નિકળ્યા કે, “ આ મેના

પ્રેમ પીંજરામાં સપડાઈ તેથી કયાંય ઉડી શકતી નથી" વાંચનાર ! આ બાળા તરફ નજર કર. તે કયાં જાય છે તે તપાસ. નજર આગળથી અદ્દશ્ય થઇ, કયાં ગઇ તે કોણ જાણે. પણ એટલી તો ખાત્રી થાય છે કે તે જંગલમાં ચાલી ગઇ.

મિત્રો ! તમે પણ તેની પાછળ ચાલો. ને તેની શી સ્થીતિ થાય છે તે જુઓ. પ્રેમસાગરમાં ઝોકાં ખાતી—અથડાતી—કુટાતી—અરણ્યની અંદર રાત્રીને સમે આ બાળા નિડરપણે ચાલી જાય છે. રસનાએ કરી પોતાના વહાલા પતિનું સ્મરણ કર્યા કરે છે. દૃષ્ટિએ કરી પોતાની આ સ્થિતિ કરનારની છબી હૃદયની અંદર જોયા કરે છે. જંગલના ઘોઘના અવાજ; તથા ક્રુર પ્રાણીઓના અવાજ, કયાં થાય છે. તેનું પણ જેને ભાન નથી. એવી સ્થિતિવાળી બાળા ચાલતાં ચાલતાં એક નદીના કિનારાપર આવી પહોંચી. આ નદી એવી તો ભયંકર છે કે તેના બંને કાંઠાની જબરી ઉંડાણમાં થઈ પાણીનો પ્રવાહ ચાલ્યો જાય છે. કાંઠાઓપર ઝાડો એવી ઘીચ ઝાડી આવી રહેલી છે કે રસ્તો પણ ન સુજે. આવા બિહામણા વિકટ રસ્તામાં નિર્ભયપણે ચાલી જાય છે. ત્યાં નદીના સામે કાંઠે એક ધુણી સળગતી જોવામાં આવી. તેથી તે તરફ આરામ લેવાની ઇચ્છાએ ચાલી. જેમ જેમ આગળ જતી ગઈ તેમ તેના કાનપર માણુસના અવાજ આવવા લાગ્યા. તેથી મનમાં ધીરજ લાવી ઉતાવળી ઉતાવળી ચાલવા લાગી. સંધ્યાકાળ થતાંજ

તે એક ઝુંપડી નજીક આવી પહોંચી. ઝુંપડીની અંદર એક જોગી રામાયણુ વાંચે છે. દસ પંદર ગામડીઆ તેની સામે કથા સાંભળવા બેઠા છે. ત્યાં આગળ કિશોરી આવી પહોંચી. જોગીને પ્રણામ કર્યા. ને બધા શ્રોતાજનની પેઠે તે પણ કથા સાંભળવા બેઠી. થોડીવારે કથા વીસર્જન થઈ એટલે ગામડીઆ પોતાના મુકામપર ગયા. કિશોરી ત્યાંજ બેસી રહી.

જોગી—ક્યું મયા! તુંમ કહાંસે આતે હો! ઔર કહાં જાતે હો!

કિશોરી—મહારાજ! હુંમ જંગલમેસે આતે હે! ઔર પતિ દેવતાકા દર્શન કરનેકું જાતે હે.

જોગી—ઇધર આજકી રાત્રી વિશ્રામ કરનેકા બિચાર હે ક્યા?

કિશોરી—હાં મહારાજ! આજ ઇધર વિશ્રામ કરનેકા બિચાર હે. ઔર ફળાહાર કરનેકાબી બિચાર હે. ઈધર કુચ્છ મીલેગા કે નહીં?

જોગી—મયા! ઈધર નારાયણકી કૃપાસે કુચ્છ બાતકી કમીના નહીં હે. તુંમ ઇધર અચ્છી તરેહસે રહો. ઔર યહ મકાન તુમેરા હે એસા જાનો. હમ તુમારે વાસ્તે ફરાળ લેનેકું જાતા હું.

એમ કહી તે જોગી એક નજીકમાં નાની સરખી પર્ણકુટી હતી તે તરફ ગયો. જતાં જતાં તેના વિચારો પળે પળે બદલતા ચાલ્યા. ને તેના મુખમાંથી એક પછી

એક ઉદ્દગારો નીકળવા લાગ્યા. વાંચનાર ! આ જોગી શું ઉદ્દગારો કાઢે છે. તે છુપી રીતે સાંભળ.

વાહ પ્રભુ વાહ! તેરી કૃપાસેં મેરી સબ ઇચ્છા સફળ હુઇ! મેરા જેસા જોગીને ઇંદ્રાણી જેસી જોગીની બીન ઉપાયસે હાથ આઈ. ઇતનાજ નહીં ઓર ઇસકા ચંદ્ર જેસા મુખડા દેખકર મેરાતો ચિત બિહવલ હો ગયા હે. વાહરે જોગણી વાહ! હેતો જોગીની ઓર રૂપમેં હે યોગની. ઇસ્કે બાસ્તે તો હમેરા જાન દેનેકું બી તૈયાર હું

વાંચનાર ! જોગી કેવો માણસ છે. તે તને તેના વિચારો પરથી જણાયું આજકાલ એવાજ જોગી સ્થળે સ્થળે જોવામાં આવે છે. સંત પુરૂષો તો જવલેજ હશે. કળીના પ્રભાવે જોગીઓ જોગીના ડોળ રાખી રાંડીરાંડોને ઘેર જઈ ગાવા બેસે છે. ને જેમ પોતે પુજ્ય ગણાય એવા ખોટા ઉપદેશ કરે છે. ધર્મની જગ્યાઓમાં--દેવાલયોમાં--તેમજ તીર્થોની જગ્યાઓમાં અનાચારોની વૃદ્ધી થતી જણાય છે. જ્યાં આગળ એવા જોગીઓ રહેતા હશે. ત્યાં સુકૃત્યો કયાંથી થતા હશે ! તેનો ખ્યાલ વાંચકો જ કરશે. પણ હવે તે વીષે આગળ નહીં ચલાવતાં આપણે પાછી આપણી વાર્તાની નાયીકા તરફ નજર કરીએ.

પેલો જોગી ફળ લઈ કિસોરી પાસે આવ્યો ને તેને ફરાળ કરાવ્યું રાત્રી થતાં કિસોરી વિશ્રાંતિ લેવા જોગીના

કહેવાથી એક મઢીમાં ગઇ. ને આખા દિવસના પરિશ્ર-મથી આડે પડખે થઇ તેવીજ નિદ્રા દેવીને આધીન થઇ. વાંચનાર! આ જોગીને કેમ નિદ્રા નથી આવતી! પણ હા! હું હવે સમજ્યો! તેના અંતઃકરણમાં મદન સર્પ ઝેરી ડંખ મારે છે. તેથી મદન પીડામાં નિદ્રાનો ત્યાગ થયો છે. ઘડીમાં ઉઠે છે, બેસે છે, સુવે છે, હરે ફરે છે. નિશ્વાસ ઉપર નિશ્વાસ મુકે છે. પ્રસેવના બિંદુ વળે છે, તે લુએ છે, આવી સ્થીતિ એક કલાક રહી પછી કંઈક ચંચળ થયો હોય તેમ એક નિશ્ચયપર આવ્યો. એક સ્થળે સ્થીર ઉભો. મનમાં કંઈ વિચાર કરી ઝુંપડી બહાર નીકળ્યો. મનમાં શું વિચાર કર્યો! તે અંતઃકરણ જાણી ગયું. અંતઃકરણે શું જાણ્યું? તેણે ફકત એટલુંજ જાણ્યું કે ગમે તેમ કરી આજે વિસય સુખ ભોગવવું.

વાંચનાર! તમે પણ તેની પછવાડે ચાલો. આ જોગી એક મઢી પાસે આવ્યો. તેની અંદર અંધારૂં હોવાથી પોતાની પાસે દીવાસળી હતી. તે વતી દીવો કર્યો. તો નીચે ભોંયપર નવ યૌવના યોગીની ચતીપાટ સુતેલી તેના દીઠામાં આવી. શ્યામ વાળનો ગુંથેલો ચોટલો ગું-ચળું વાળી બેઠેલા કાળી નાગનું સ્મરણ કરાવતો હતો. આંખ્યો બંધ હતી, પરંતુ ધનુષ્યાકાર ભ્રકુટી અને તેનું અદ્વિતીય માધુર્ય એવું તો મોહક હતું કે, તે જ્યારે ઉઘા-ડી રહેતી હશે તે સમયે તેનું સૌંદર્ય તથા પ્રતાપ કેટલો હશે. તેનું અનુમાન થતું હતું. ગાલ રૂપી કુસુમ ગુચ્છ

ઉપર ગુલાબ ખિલેલું નિષ્કંટક ગુલાબ પ્રફુલીત વદનથી સ્મિત કરી રહ્યું હતું. અર્ધવિકસીત મુખમાંથી દાડીમ કળીસમ દંત માળા ડોકીયાં કરી રહી હતી શરીર રૂપી ભુમીપર હીમવત્ શ્વેત ગીરીયુગમાંથી નીકળતા સરિત પ્રવાહની પેઠે બંને બાજુએ શોભન હસ્ત પડી રહ્યા હતા-ગળામાં ધારણ કરેલી સ્ફટિકકર માળા વિગેરે એવાં તો યોગ્ય હતાં કે તેમને ધારણ કરનાર યોગીની મહાદેવી જેવીજ દેખાતી હતી.

આ યોગીનીએ એક ઝીણું વસ્ત્ર પહેર્યું હતું, ઝીણાં વસ્ત્રોમાંથી દ્રષ્યમાન સપ્રભ શરીર ચંદ્ર કાન્તિને પણ નિસ્તેજ કરતું હતું અને વિલાસી વિધુ પણ આવા સૌંદર્ય સ્પર્શનું સુખ પુનઃ પ્રાપ્ત નહીં થાય ધારી, સ્નેહથી સર્વે અવયવોને ચુંબતો હતો આ મનહર પ્રતિમા, ખરેખર કાંન્તજ હતી.

અર્ધ વિકસત મુખથી થતું રમ્યસ્મિત, હસ્તનું ઉછળી ને પાછું પુર્વસ્થાને પડવું, અને પાદયુગનું એક બીજાને આલિંગન દઇ પડી રહેવું, એ સર્વે સ્વપ્નમાં થતી આનંદન ક્રીડા સૂચવતાં હતાં. આ અપ્રતિમ સૌંદર્ય જોઈ, યોગી પણ સ્તબ્ધ બની ગયો. સ્નેહ સાફલ્યના તરંગથી હૃદય ધડકવા લાગ્યું, પ્રેમ સંયોગ—દુષ્ટ વિરહનો અંત આણુનાર સંયોગ અત્રે યોગીને ધૈર્ય આપવા લાગ્યો.

આ યોગીએ યોગીની તરફ વધવાને ઘણા પ્રયત્નો કર્યા, પરંતુ પગ ઉપડ્યા નહીં; ઘણુાએ પ્રયાસ કર્યા,

પરંતુ મુખ ઉઘડયું નહીં; અને ઘણીએ ઇચ્છા થઇ, પરંતુ હાથ હાલ્યાએ નહીં; માત્ર આંખ્યોજ પોતાનું કાર્ય કરી ગઇ. આંખ્યોએ પિધેલી સુધાએ શરીરમાં એટલો તો આહ્‌લાદ પ્રસાર્યો કે તેણે મૌન્યનો નાશ કર્યો. વાક્ ચાતુર્યનો પ્રારંભ કર્યો.

રસીલી રામા ! ઉઠો—જાગોને આ તમારા પ્યારના પ્યાસીને યૌવનનું દાન આપો. આટલું બોલી--યોગી બંધ રહ્યો. યોગીની ઘણાં પરિશ્રમથી નિદ્રામાં પડેલી છે ને પોતાના પ્રિયકર પતિની સાથે સ્વપ્નામાં કેલી કરી રહી છે. વખતે તેને પ્રશ્નો પણ પુછે છે. શું પ્રશ્નો પુછે છે. તે યોગી સાંભળે છે તેવામાં તે બોલી--હે નાથ ! આ રસીક રસીકાને રઝળાવી ચાલ્યા ગયા તે સારૂં નથી કર્યું મારા ભોગી ! આવો ! ને આ અધરનું પાન કરો ! આટલું બોલી બંધ રહી.

યોગી--અહા ! આ હું શું સાંભળું છું કોણ ભોગી ! હુંજ ભોગી. મારૂં સ્મરણ કરે છે. રંગીલીરામા આ તમારો ભોગી અધરનું પાન કરવા ક્યારનોએ હાજર થયો છે.

યોગીની—પાછી સ્વપ્નામાં બોલી ! શું ! તમોને આ પુષ્પ કળીની સુંગધ લેવી નથી ગમતી કે તેને તજી ચાલ્યા ગયા !

યોગી--અરે ઘેલી ! એવો તે કોણ મુરખ હોય કે આવી ખીલતી કળીની સુવાસ છોડી વીમુખ થાય. આ ભોગી ભ્રમર સુવાસ લેવા તલપી રહ્યો છે. માટે ઉઠો !

પ્રેમાલીંગન આપો ! પ્રેમ પાઓ ને પીઓ. એટલે તમારૂં ને મારૂં જીંદગીનું સાફલ્ય થાય.

યોગીની—મારા રમણ ! આ તમારી મેનાને આલીંગન આપી. યૌવન સુખ નહીં આપો તો આ મેના તરફડી તરફડી ખચીત મરણ પામશે, માટે આવો ! ને આ યૌવન બગીચાના માળી થઇ યૌવન બગીચાને સુધારો.

યોગી—મુગ્ધા ! રસીક મુગ્ધા ! આ તમારો માળી હાજર થયો છે. હવે ક્ષણ પણ આલીંગન દેવાને વખત લગાડનાર નથી એમ કહી જરા આગળ પગ ચલાવ્યો. વળી વિચાર કરવા લાગ્યો. મદનરાજે ઘેરો ઘાલ્યો. મદન પીડામાં વ્યગ્ર થયો. અંતે મદનને આધીન થવું પડયું. તેના હુકમને માન આપવું પડયું. જેથી છાતી નહીં ચાલતાં—પગ નહીં ઉપડતાં—પણ લાચારીએ પગ ઉપાડવા પડયા. ને અત્યાર સુધી જે બીક હતી તે બીક નીકળી હવે નીડર થયો. હાથ અપવિત્ર કરવા જતો હતો, મુખ અધરસુધાનું પાન કરવા જતું હતું, શરીર ! શરીર સ્પર્શ કરવા જતું હતું, પણ યોગીનીના વિશુદ્ધ મને તુરતજ ટેલીગ્રાફ આપ્યો. ઘંટડીનો નાદ થતાંજ તેના સ્વપ્નનો નાશ થયો. ટેલીગ્રાફ શરૂ થયો વિશુદ્ધ બાળા ! ઉઠ—જાગ—નહીંતર નિદ્રામાં કલંકીત બનીશ.—ભ્રષ્ટા થઇશ—દુન્યા તને ધિક્કાર આપશે. તારૂં સતીત્વ સાચવવા ખબર આપુછું. ટેલીગ્રાફ પુરો થયો. યોગીનીએ પાસું ફેરવ્યું જેથી યોગી જરા પાછળ હઠયો, ને મુખથીજ બોલ્યો;--રસીક મુગ્ધા ! આ રસજ્ઞ

પુરૂષના અંતઃકરણમાં કારી ઘા માર્યાં છે. તો તેને ક્ષણીક સુખ આપી શાંત કરશો. આ અપિવત્ર શબ્દો તેના કાનપર ગયા. તે ઝબકી—નિદ્રાદેવી પલાયન કરી ગઇ. નિદ્રાદેવી જતાંજ શુદ્ધિમાં આવીને ઉઠી, યોગીને પોતાની સન્મુખ આટલી રાત્રીએ ઉભેલો જોઇ, તેમજ તેની વિકાર પામેલી આકૃતિ જોઇ ચકીત થઇ. પણ સમયસુચકતા ધારણ કરી વખતને માન આપી મધુર સ્વરથી બોલી; કેમ ગુરૂજી! મારા સરખું કાંઈ કામ છે?

યોગી—યોગીની! તમે યોગીની નહીં પણ ભોગીની લાગોછો.

યોગણી બોલી—હા મહારાજ! ભોગીની ભોગણીને યોગીની યોગણી!

યોગી—ત્યારે હું પણ યોગી નહીં, પણ ભોગીછું તો મારી ભોગણી ખરી કે નહીં!

યોગણી—ભોગી હો તો મારા કહેવા પ્રમાણે કરવું પડશે. બોલો! છે કબુલ.

યોગી—કબુલ. કબુલ. અરે સાતવાર કબુલ. જો મારી ભોગણી થતી હો તો તું કહે તે પ્રમાણે તારો કેદી બનું.

યોગણી—જરૂર કેદી બનશો.!

યોગી—અરે કેદી તો શું? પણ ગુલામ તરીકે વેચે તો પણ વેચાઉં.

યોગણી—ઠીક ત્યારે જો તમારે જોગીમાંથી ભોગી

થવું હોય તો આ ઝાડ નીચે ઉભા રહો. ને હું જેમ કહું તેમ કરો.

આટલું કહી બંને મઢી બહાર નીકળ્યાં ને યોગીને ઝાડના થડ પાસે રાખી, આંખે પાટા બાંધી, શરીરને કપડાવતી ખુબ કસીને ઝાડ સાથે બાંધી લીધો. ને કહ્યું યોગીરાજ! ભોગીરાજ થવું હોય તો હું કહું તે મંત્ર જપતા જાઓ.

યોગી—રંગીલી રામા! ઝટ કહો. જે મંત્ર હોય તે સુખેથી બોલાવો. આ તમારો પ્યારનો પ્યાસી હુકમ ઉઠાવા તત્પર છે.

યોગણી—બોલ પાપી ! પાપ પાપીને ખાશે! એમ કહી લીલા ઝાડની ડાળી કાપી એવા તો ફટકા મારવા લાગી કે યોગી બૂમેબૂમ પાડવા લાગ્યો ને કાલાવાલા કરવા લાગ્યો.

યોગી—અરે માવડી માફ કર. હું ભુલ્યો હવે કોઈ દીવસ આવું કૃત્ય નહીં કરૂં, મને છોડ. વિષયમાં હું અંધ બન્યો હતો. તેને તેં શીક્ષા આપી સુધાર્યો. માતાજી હવે આ રસ્તે પગલું પણ નહીં ભરૂં, મારો ગુન્હો માફ કરો.

યોગણી—દુષ્ટ ! કામીને મા કેવી ને બેન કેવી. તને તો તારા કૃત્યનો બદલો આપવો જોઇએ. પણ હું તને વધારે શિક્ષા નથી કરતી. પણ ઝાડને થડેજ બાંધી રાખી ચાલી જાઉં છું. આટલું કહી તે ત્યાંથી ચાલતી થઈ. પછી યોગીએ

ધીમે ધીમે દાંતવતી પોતાના બંધ છોડી નાંખ્યા, ને છુટો થતાંજ ક્રોધાવેશમાં આવી બોલ્યો ! હાય હાય ! લુચ્ચી રંડા ! તું હવે નાશીને કયાં જનારછો ! " જોઇ લેજે આ બંદાના ભડાકા ! " એટલું કહી પોતે તેની પાછળ ઘણા વેગથી ગયો. કિશોરીને જોતાંજ તે બોલ્યો;- " કપટે કરી ફસાવનાર તુંજ કે ?" " કિશોરી ચમકી ને બોલી " " યોગીરાજ વળી શા માટે તસ્તી લેવી પડી ? " યોગી બોલ્યો;—તમારા પ્રેમી અંતઃકરણે મારા અંતઃકરણનું આકર્ષણ કર્યું, જેથી આવવું પડયું. પણ બોલ ! હવે તું નાશીને કયાં જનાર છો ! માટે ખુશીથી અંગદાન આપ. જો નહીં આપે તો બળાત્કારે પણ લઇશ. નહીં તો તને મારી તારૂં માંસ કાગડા કુતરા પાસે ખવડાવીશ. માટે માની જા.

પ્રીયે માની તું જા (૨) પ્રીયા ચુંબન દીયો તમે
મને લગાર--આઘો તું જા.
ધુતારા ઠગારા આઘો તું જા,--માની તું જા.
તુજ વીના ફરૂં ઘેલો ઘેલો પ્રીતે પાઓ પ્રેમનો પ્યાલો
છટ છટરે છટ છટરે
છટ છટરે પાપી તું ચાલ્યોરે જા,--માની તું જા.
રસીક રંગીલી જરા માની તો જા-આઘો તું જા. પ્રીયે.

યોગી—અરે મદમાં છકેલી નવયોવના ! હાથે કરીને

દુઃખ શા માટે વહોરી લે છે. આ ભોગી સાથે ભમવું. મિષ્ટ પકવાન જમવું. ને અહો રાત્રરંગમાં રમવું. તે સુખ શું ખોટું લાગે છે? મને જોગી નહીં પણ ભોગી જાણ. શું! હું રૂપાળો કેમ છું! મારૂં રૂપજો! મારો તાલ જો! મારા બાલ જો! જે સુખ તને બીજાથી મળશે તેના કરતાં સાત ગણું સુખ મારી તરફથી મળશે. માટે વિચાર! નહીં તો પછી પસ્તાવું પડશે.

ચોગીની—દુષ્ટ! મારે પસ્તાવાનું છેજ નહી, પણ તારે પસ્તાવું પડશે. અરે કામી! તું ખચીત ધ્યાન રાખજે કે સતીને સતાવવામાં સાર નહીં કાઢ. ઓી લંપટનું શ્રેય કોઈ કાળે થતું નથી. રાવણ જેવો બલિષ્ટ જોધો સીતાને સતાવવાથી પાયમાલ થયો. દ્રૌપદીને સતાવવાથી દુર્યોધન ના કુળનો નાશ થયો; તો યાદ રાખજે કે તારી પણ તેજ દશા થશે.

ચોગી—મીઠડી મીષ્ટ વચનો વડે કરી એકવાર સ્વામી નાથ કહે એટલે બસ જ્યાં સુધી મારી ઇચ્છા પાર નહીં પાડ, ત્યાં સુધી તને છોડનાર નથી માટે જો તારી જીં-દગીની દરકાર હોયતો કહ્યું માન. નહીંતર આ ભયંકર શસ્ત્ર વડે તારો ઘાત કરીશ.

ચોગીની—માર કસાઈ માર! મરવાથી હું ડરતી નથી. કલંકીત બની જીવવા કરતાં મરવું સો દરજે સારૂં છે. વહેલા મોડું સર્વ કોઇને મરવુંજ છે. મોટા મોટા રાજા રાણાઓને પણ મરવું. ને ઘેર ઘેર માગી ખાતા ભીખારી

ને પણ મરવું મોટા મોટા યોગીશ્વરોને પણ મરવું, ને કસાઇનો ધંધો કરનારાઓને પણ મરવું, પુષ્પ સય્યામાં પોઢી રતી સમ રંભા સાથે વૈભવ કરનારાઓને પણ મરવું, ને જંગલની કઠણ જમીનપર પડી રહેનારાઓને પણ મરવું. હાથીની અંબાડી પર બેસી ફરનારાઓને પણ મરવું, ને કાસદનો ધંધો કરનારાઓને પણ મરવું. પણ મૃત્યુ મૃત્યુમાં ફેર છે. સારા માણસના મૃત્યુ સમયે અનેક જણ નિશ્વાસ મુકશે. ને તારા જેવા ક્રુર અધર્મીઓના મૃત્યુ સમયે ધિઃકારથી તેના મોં પર થુંકશે. માટે જો તારૂં ભલું ઇચ્છતો હો તો તારે રસ્તે ચાલ્યો જા. કામાંધ! જ્ઞાનરૂપી ચક્ષુ એ કરી જો.

યોગી;—ગજ ગામની! તારા જેવી ખીલતી કળીને તોડી પાડવા નથી ધારતો, પણ તેને ખીલવવા ધારૂં છું. માટે હજુ કહું છું કે માન!

---

માન માન (૨) ઓ નારી મારી તું વિચાર લગાર
આવાર ઉતાર ધ્યાન ધ્યાન
સ્વાધીન થા તું નાર ના કરીશ વિચાર,
થઇને તું તૈયાર આગળ થા તું નાર. (૨)
યોગીની—દુર દુર ક્રુર ક્રુર,
યોગી—બસ બસ ચુપ. માન માન (૨)

"લે રંડા! તારી મગરૂરીનો બદલો તને આપું છું"

એમ કહી છરાવતી મારવા જાય છે. કે પાછળથી એક ભયંકર ઝેરી સર્પ આવી તેને ડસે છે. સર્પ ડંસ થતાંજ તે બોલ્યો;—હાય ! મારા કૃત્યનો બદલો મને મળ્યો; સતી! તારા વચનો ખરેખર સત્યજ થયાં. જોગમાયા ! મારો ગુન્હો માફ કરજે! હવે હું આ ફાની દુનીયા છોડી કિરતારની હજુરમાં જાઉં છું. પણ ત્યાં મારે શું જવાબ દેવો ! મિત્રો હું મરતાં મરતાં પણ તમોને શીખામણ દેતો જાઉં છું કે સતીને સતાવનાર, વિષયમાંજ સુખ માનનારને પરસ્ત્રી લંપટની અંતે આ મારા જેવી દશા થાય છે.ઓ રામ–રામ–રામ. એટલું બોલતાંજ તેની શ્વાસ નળીકા બંધ થઈ. ચૈતન્યનો નાશ થયો. ને જડ રૂપ પૃથ્વીપર હમેશને માટે શયન કરી સુતો. વાંચકો ! આવા મનુષ્યના મૃત્યુ સમયે તેના મોંપર ધિઃકારથી શું કશો કે નહીં !ખરેખર છે કે સદાચરણીને પરમાર્થી મનુષ્યો અમરજ છે. કારણ તેના મૃત્યુ પછી તેના જશ ગવાય છે. ને હજારો જનો દીલગીર થાય છે. માટે જેમ બને તેમ સદાચરણી થાઓ,

યોગીની વિચારવા લાગી કે હવે આ મૃતક યોગીનું શું કરવું ! શું આમને આમ પડતો મુકી ચાલ્યા જવું ? ના. આને અગ્ની દાહ તો દેવોજ. એવો ઠરાવ કરી કાષ્ટ ભેગા કરી તેને અગ્ની દાહ દીધો. ને પછી જંગલનો રસ્તો લીધો.

ચાલતાં ચાલતાં ઘણે દુર ગઇ ત્યાં એક વિચાર ઉત્પન

થયો કે સ્ત્રીનો પહેરવેશ મને દુઃખ કરતા છે માટે આ યોગીનો પહેરવેશ પહેરી શહેરમાં જવું તે વધારે સલામતી ભર્યું છે. પછી પુરૂષનો પહેરવેશ પહેરી ચાલવા માંડયું. જ્યાં થોડે દુર ગઇ ત્યાં ચાર પાંચ માણુસોને આવતાં જોયાં, તેથી મનમાં ગભરાવા લાગી, પણ ધૈર્ય નહીં છોડતાં આગળ વધવું ચાલુ રાખ્યું. જ્યાં માણુસોની નજીક પહોંચી ત્યાં તો તે માણુસોએ તેને ઘેરી લીધી. ને કહ્યું;–અરે નાદાન સોકરા તારી પાહે જે કાંઇ હોય તે અમને આપી દે.

કિશોરી બોલી;--ભાઈ સાહેબ ! મારી પાસે તો કાંઈ નથી. મને શા માટે રોકો છો. મને મારે રસ્તે જવા દીઓ.

ચોર—અરે ઇમતે ચીમ માન હે! હહરાને ધોકાપાક મળહે ત્યારેજ માનહે.

કિશોરી—મારા મહેરબાન ! તમને જો વિશ્વાસ ન આવતો હોય તો જોઇ લીઓ મારા કપડાં. પછી તો જવા દેશો કે નહીં.

૩ જો ચોર !--અરે ઇમ તે ચીમ જવા દેહે. કંઈ નહીં મળે તો અહીં બાંધી મુકશું એમ કહી તેને કંઇ ન મળવાથી ઝાડને થડે બાંધી ચાલ્યા જાય છે.

કિશોરી પોતાના ભાગ્યઉપર વિચાર કરતી–શોકોદ્દગાર કરે છે. અરે રે! મેં તે શાં પાપ કર્યાં હશે કે વિપત્તિનું વાદળ ખસતુંજ નથી. પ્રિય પતિની શોધ કરતાં તેનો ક્યાંય પત્તો મળ્યો નહીં. હવે તો પ્રિય પતિની પાછળ પ્રેમ

પીંજરામાં ઝુરીઝુરીને મરવું તે વધારે સારૂં છે. હે પ્રભુ ! ભક્ત વત્સળ ! મારી તરફ કૃપા દૃષ્ટિ કરી મને આ કષ્ટમાંથી મુક્ત કર. આ પ્રમાણે વિલાપ કરતી બેઠી છે. તેટલામાં સ્નેહપુરનો શાંતીશર્મા નામનો વિપ્ર કાંઇ કામસર વિદેશ ગયો હતો તે ત્યાંથી નીકળે છે ને કિશોરીને જોઇને પુછે છે. તમે કોણ છો ? ને અહીં તમને કોણે બાંધેલ છે ? કિશોરી કહે;—હું એક દુઃખી રજપુત છું. મારૂં નામ રત્નસીંહ છે. દુઃખનો માર્યો અહીંઆ આવી ચડ્યો છું. થોડીવાર પહેલાંજ ચોર લોકો મને બાંધી ચાલ્યા ગયા છે.

શાંતીશર્મા;—ભાઈ તું જરાએ ગભરાઇશ નહીં મારૂં ગામ અહીં નજીક છે. લે હું તને છોડુંછું. મારે ઘેર મારાં બાળકો છે તેની ભેગો રહેજે ને આનંદ કરજે. એમ કહી તેને છોડે છે. ને પોતાની સાથે લઈ જાય છે. કિશોરી તેનો ઉપકાર માની ખુશીથી તેની સાથે ગઈ.

મીત્રો ! કિશોરીને સ્નેહપુરમાં શાંતીશર્માને ઘેર રાખી આપણે પાછા સત્યસીંહ તરફ ફરીએ. ને તેની શી સ્થિતિ થઈ તે તપાસીએ. માટે ચાલતા પ્રકરણમાંથી ચિત્ત કાઢી નાંખી નીચલા પ્રકરણના પ્રવાહમાં ઘસડાતો ચાલ.

---

# પ્રકરણ ૫ મું.

## સત્યસીંહ અને રમણ સુંદરી.

### ઉપકારનો બદલો અપકાર.

વાંચકો ! ઘોડેસ્વાર થઈ કિસોરીને મુર્છીત કરી ચાલી જનાર કોણ છે. ? શું નામ છે ! તેની તમોને ઓળખાણ થયેલી છે. માટે હવેથી તેને આપણે સત્યસીંહજ કહેશું. સત્યસીંહ ભયંકર અરણ્યની અંદર ત્રીજા પ્રકરણમાં કહ્યા મુજબ ભટકે છે, આ અરણ્ય એવું તો ભયંકર છે કે રસ્તો પણ ન સુઝે. ક્રુર પ્રાણીઓ ચોમેર દોડતા માલમ પડે છે. સીંહો ગર્જના નાંખ્યા કરે છે. ઝેરી સર્પો ફુંફાડા માર્યા કરે છે, અને સર્વ પ્રાણીઓ પોત પોતાની ભાષામાં કલોલ કરી રહ્યાં છે. પણ સત્યસીંહ ધૈર્ય રાખી નીડરપણે ચાલ્યો જાય છે. રસનાએ કરી મુગ્ધ બાળાના મિષ્ટ વચનનું—તેના કાલાકાલા બોલનું—વિશુદ્ધ પ્રેમનું ચિંતવન કરતો ચાલ્યો જાય છે તેવામાં એક ગુફા તેની નજરે પડી. તેથી પોતાનો અશ્વ ઝાડને થડે બાંધી તે ગુફાની અંદર ગયો. જેમ જેમ આગળ જતો ગયો તેમ મનહર અને અલૌકીક દેખાવ નજરે પડતો ગયો, તેથી જરા આગળ ચાલ્યો કે સુંદર બગીચાની અંદર એક યુવાન તરૂણી ફરતી હતી. પાસે ફુવારો ઉડયા કરતો હતો, બાગ ચોતરફ કુસુમ પ્રફુલીત વૃક્ષોથી મનસ્કાંત થયો હતો. ઉષા તિમિરા-વરણ તોડવાને પ્રયત્ન કરતી હતી. ઉદયાર્કના સૌવર્ણ પાદ-

પક્ષ દ્રષ્ટિગોચર થવાથી પુર્વનભ સ્મિત કરતું દ્રષ્યમાન થતું હતું. સમીર શીતળ વહ્યા કરતો હતો. સહવાર આનંદન હતું.

કુદરતનો શાંત સ્વભાવ; રૂચીર સૌંદર્ય, તથા અભિનવ કાન્તિ જોતી આ બાળા આમ તેમ ફરતી હતી. બાગ અતી રમણીય હતો. કુસુમ કુંજો આમ તેમ દ્રષ્યમાન થતી હતી. કદલી વૃક્ષો સમીરને નમન કરતાં આમ તેમ ઝુકી રહ્યાં હતાં, તેની અંદર આમ તેમ ફરતી બાળા સાક્ષાત વિદ્યા દેવીની પ્રતિમા રૂપ દ્રષ્યમાન થતી હતી.

વિચાર સિંધુના તરંગોમાં ઝોકાં ખાતી આ બાળા અંત્યે કલાન્ત થઈ અને પાસે પડેલી એક આરસની બેઠક ઉપર બેઠી.

ચિત્રમય સ્થિતિમાં આ બાળા બેઠી હતી. વિચાર તરંગોએ હૃદય શુન્ય કર્યું હતું. એવામાં સત્યસીંહે પુછયું;-- દેવી !

બાળાએ આ સ્વર સાંભળ્યો, પરંતુ અર્ધનિદ્રિતાસ્થાએ તેને એટલી તો ઘેરી લીધી હતી કે તેના મુખમાંથી ઉતર નીકળ્યો નહીં. તેથી વળી સત્યસીહે પુછયું;-દેવી !

વિધુ લેખાના ચમકારાની પેઠે આ શબ્દથી ચમકી-ઉઠી--અને પાછળ જોયું " દેવી શબ્દ પાછો કાને પડયો." બાળાએ પાછળ ઉભેલા સત્યસીંહને જોયો. આશ્ચર્ય ઉદ્‌ભવ્યું અને તેની પ્રતિમાનું પ્રતિબીંબ મુખ ઉપર છવાયું.

હૃદય ધડકવા લાગ્યું; હસ્તપાદ શિથિલ થયા; મુખાકૃતિ અદ્ભુતર અને વધારે સુંદર બની.

બાળા બોલી;--રાજકુંવર ! આ સ્થાનમાં આપ ક્યાંથી આવ્યા ! તમારો ચેહરો જોઈ હું અનુમાન કરૂં છું કે આપ કોઇ રાજવંશી છો. તમારી સૌંદર્યતા જોઇ મને દયા આવે છે. માટે જો તમારૂં ભલું ઇચ્છતા હો તો આ સ્થળ છોડી ચાલ્યા જાઓ. સત્યસીંહે પુછયું;--દેવી ! તમે મારી તરફ આટલી લાગણી દર્શાવો છો તેથી હું તમારો આભાર માનુંછું. પણ મને તમારે જણાવવું પડશે કે આ રમ્ય સ્થળ કોનું છે. ને તમે કોના પુત્રી છો ! ને તમે શું અહીંજ વસો છો ?

દેવી બોલી;--હું એક રાજપુત્રી છું. આ મકાન લુટારાના સરદારનું છે. ને મને હરણ કરી આ મકાનમાં છ માસ થયા લાવ્યા છે. દુષ્ટ મારૂં શિયળ ભંગ કરવા બહુ સતાવે છે. પણ મારી દૃઢતા પાસે તેનું કશું ચાલતું નથી. દર પખવાડીએ તે અહીં આવે છે. આજે આવવાની તેની વકી છે. તો તમો સત્વર ચાલ્યા જાઓ. નહીં તો દુષ્ટ તમને ઠાર કરશે.

સત્યસીંહે કહ્યું;--દેવી શું તમે મને કાયર જાણો છો ! એક અબળાને કષ્ટમાં મુકી પોતાનો પ્રાણ બચાવવાની ખાતર ચાલ્યા જવું તે શું ક્ષત્રીનો ધર્મ છે! તો હું પણ ક્ષત્રી છું. ને મારો ધર્મ છે કે ગૌબ્રાહ્મણ ને અબળાની વારે ચડવું. આપણા પુર્વજો પોતાનાં કુમળાં કદળી પત્ર

જેવાં બાળકોને ફેંસી નાખીને પણ આર્ય બાળાઓના શિયળનું રક્ષણ કરેલું છે. તો તમને કષ્ટમાં મુકી ચાલ્યું જવું તે મારાથી નહીં બને. સત્કર્મ કરતાં પ્રાણ જાય તો ભલે જાય. દેવી! હું તને આજથી મારી ભગીની ગણું છું. તને આજે આ કષ્ટમાંથી મુકત કરીશ. પણ તારે મને ગુપ્ત સ્થળમાં રાખવો પડશે. ને હું તને કહી રાખું છું કે દુષ્ટને આજે મદીરા પાઇ બેભાન બનાવજે; જેથી આપણે તેનો નાશ કરી સહી સલામત અહીંથી નીકળી જશું.

દેવી બોલી;—ભાઇ! હું તારો ઉપકાર કોઈ દીવસ નહીં ભુલું તમો આ સામેના મકાનમાં બેશો. દુષ્ટને આવવાનો વખત થયો છે. હું પણ ક્ષત્રી પુત્રી છું માટે બંને મળી આજે દુષ્ટને દુષ્ટતાનો બદલો આપવો. સત્યસીંહ પોતાના હથીઆર સંભાળી દેવીના કહેવા મુજબ એક ગુપ્ત સ્થળમાં સંતાયો. થોડીવાર થઈ કે લુટારાનો સરદાર આવ્યો અને પોતાના રત્નજડીત પલંગપર બેઠો ને કહ્યું;—સલુણી! હવે શું વિચાર ધાર્યો?

રમણ સુંદરી બોલી, વિચારતો એજ કે આપની ઈચ્છા પુરી પાડવી.

લુટારો બોલ્યો;—સુંદરી! હવે તારા ભાગ્યનો ઉદય થયો સમજવો! કારણ કે તારી જકક તેં આજે છોડી ને સુખનો માર્ગ લીધો.

રમણ સુંદરી;—હા હું પણ એમજ માનું છું કે મારા ભાગ્યનો આજે ઉદય થયો. તેથીજ આવી બુદ્ધિ સુજી.

લુટારો—વાહ પ્રભુ વાહ! આજના દીવસને ધન્ય છે. અંતઃકરણ હર્ષ તરંગોથી ખળભળી રહ્યું છે. માટે આજની ખુશાલીમાં અમૃત સરખી દારૂની બે પ્યાલી તારા હાથથીજ પા એટલે બસ.

રમણ સુંદરી—અરે વાહરે શોખીલા સરદાર! તમારી આજની છેલી ખુશાલીમાં બે તો શું પણ સાત પ્યાલી પાવાને આ સુંદરી તૈયાર છે. લ્યો માંડો પીવા! એમ કહી એક પછી એક પ્યાલીઓ પાવા માંડે છે. ને અંતે બેસાન અવસ્થામાં આવે છે એટલે સત્યસીંહ કટાર લઇ બહાર આવે છે ને તેને રમણ સુંદરી જાણી લુંટારો કહે છે. પ્યારી! હવે તો આલીંગન આપી આ મધુકરને શાંત કરશો એમ કહી સત્યસીંહને સ્પર્સ કરે છે. એટલે સત્યસીંહ કહે છે "દુષ્ટ! આ ચળકતી કટારી તને પ્રેમથી આલીંગન આપી હમેશને માટે શાંત કરશે" એમ કહી કટાર તેના વૃક્ષ સ્થળમાં જોસથી ઘોંચી દીધી તેથી લુંટારો બેશુદ્ધ થઇ ભોંયપર પડયો. સત્યસીંહે કહ્યું "બેન રમણ સુંદરી હવે આપણે અહીંથી સત્વર નીકળી જઈએ તો ઘણું સારૂં" રમણ સુંદરી બોલી;—જેવી આપની ઈચ્છા! એટલું કહી બંને ગુફા બહાર નીકળ્યા ને સત્યસીંહે પોતાનો અશ્વ તૈયાર કર્યો. ને રમણ સુંદરીને ઘોડાપર બેસારી જંગલનો રસ્તો લીધો.

વાંચકો! આ રમણ સુંદરી કોણ છે! ને કોની પુત્રી છે તે જાણવા તમારૂં મન અધીરૂં થયું હશે. જેમ તમે

અજાણ્યા છો તેવી રીતે સત્યસીંહ પણ અજાણુ છે માટે સત્યસીંહની ને રમણ સુંદરીની વાતપરથી તમે જાણી લેશો કે રમણ સુંદરી કોણ છે. રસ્તે ચાલતાં સત્યસીંહે રમણ સુંદરીને પુછયું; દેવી! તમે કોના પુત્રી છો ને કયાંના રહીશ છો!

રમણ સુંદરી બોલી,–હું મનહરપુરીના રાજા સુરેંદ્ર સીંહની પુત્રી છું. સખીઓ સાથે દેવીના દર્શન કરવા નીકળતાં રસ્તામાંથી મારૂં હરણ થયું હતું. માટે હવે આપણે મારા પીતાની નગરીમાં જઇએ. ત્યાં હું આપને મારા પીતાને કહી સારી નોકરી અપાવીશ. “સત્યસીંહ બોલ્યો;– અહીંથી તે નગરી કેટલે દુર છે. તે તમે જાણો છો!”

રમણ સુંદરી બોલી;—હા અહીંથી નજીકજ છે. અમારી હદમાં આવી પહોંચ્યા છીએ. આ જંગલમાં હું વખતો વખત મારા પીતાશ્રીની સાથે શીકારે આવતી. આ પ્રમાણે બંને વિશુદ્ધ મનથી વાતો કરતાં ચાલ્યાં આવે છે ત્યાં મનહરપુરીનો અપુર્વ રમણીય કોટ, દેવાલનાં શીખરો, રાજ્ય મહેલો વગેરે શહેરોનાં સુશોભિત મકાનો દ્રષ્ટિગોચર થયાં. ને થોડાજ સમયમાં ગામને પાદર આવી પહોંચ્યાં.

રમણ સુંદરીએ સત્યસીંહને કહ્યું;–હવે આપણે શહેર માં જઇએ. સત્યસીંહે કહ્યું;–હવે હું જવાની રજા લઇશ. તમે ખુશીથી તમારા પીતાના ગ્રહ પ્રત્યે સીધાવો.

રમણ સુંદરી બોલી;–એવું તો બનવાનું નથી. મને અગાધ દુઃખમાંથી છોડાવી ઉપકારી કરી છે. ને તમો

આહીંથી ગામમાં આવ્યા સીવાય ચાલ્યા જાઓ તે શું સારૂં કહેવાય! માટે આ તમારી બેનની અર્જ સ્વીકારી શહેરમાં પધારશો.

સત્યસીંહ કહે;--ઉપકાર નહીં પણ ધર્મ બજાવ્યો છે. વળી મારૂં વામ અંગ ફરકે છે. તેથી શહેરમાં આવવાથી કંઈ પણ વિઘ્ન આવવાની ધાસ્તી રહે છે. માટે તમે સુખેથી એકલાં પધારો.

રમણસુંદરી કહે;--સત્યસીંહ પુરૂષ થઈ આવા વહેમીલા શું થયા છો. હાય! વાને લીધે અંગ પણ ફરકે. મારીવતી ગામમાં ક્ષણીકવાર પણ આવવું પડશે. ને જો તમને કાંઈ વિઘ્ન આવશે. તો હું મારો જીવ જતાં સુધી પણ તમારી બરદાશ કરીશ. માટે ચાલો! ને આ બેનની વાત માનો.!! પછી બંને રાજ્ય મહેલભણી ચાલ્યા. રસ્તામાં દરેક મનુષ્યો આ બંનેને જોઈ આશ્ચર્ય પામ્યા. તેમાંથી કેટલાએક તો રમણસુંદરીને જોઈ રાજાને વધામણી દેવા દોડી ગયા. રાજાને ખબર થતાંજ કચેરીના માણસો સહીત હર્ષથી તેને મળવા ઉઠયો. ત્યાં તો રમણસુંદરી તથા સત્યસીંહ આવી પહોંચ્યા. રમણસુંદરી તથા સત્યસીંહે પ્રણામ કર્યા. રાજાએ રમણસુંદરીને છાતી સરસી ચાંપીને કહ્યું;--વ્હાલી પુત્રી! તારી શી સ્થિતિ થઇ. તે અથથી તે ઇતિ સુધી સંભળાવ. રમણસુંદરીએ અથથી તે ઇતિ સુધી બધી હકીકત કહી સંભળાવી. પછી રમણસુંદરી પોતાની વહાલી માતાને મળવા ગઇ.

રાજા સુરેન્દ્રસીંહે સત્યસીંહનો ઉપકાર માની પુછ્યું; કુમાર તમે કોના પુત્ર છો. ને શાકારણથી આ બાજુ આવવું પડયું તે કહેશો!

સત્યસીંહે કહ્યું;—રાજન ! હું સ્નેહપુરના રાજાનો કુમાર છું. મારૂં નામ સત્યસીંહ છે. કંઈ કારણને લીધે આ બાજુ આવવાનું થયું છે. આ સાંભળી રાજાની મુખાકૃતિ બદલાણી, તેની નસો ઘણા વેગથી ધડકવા લાગી. આંખોમાં લાલાશનાં કીર્ણ ફુટવા લાગ્યા. લોહી ગરમ થયું. ઉપકાર કરનારને યોગ્યમાન આપવાને બદલે વિચારમાં શું થાયો ! પળવારમાં શાંત પ્રકૃતિ હતી તે ઉગ્ર જણાવા લાગી. હોઠ ફફડવા લાગ્યા—વિચારોપર વિચારો આવવા લાગ્યા. સભા ચકીત થઈ, રાજા શાંત અને આનંદી દેખાતો હતો તે ઉગ્ર અને ભયંકર જણાવા લાગ્યો. હાથ પાસે લટકતી તલવારની મુઠપર સળવળાટ કરવા લાગ્યો. અને ક્રોધાવેશમાં આવી બોલ્યો:—સત્યસીંહ ! ઘણાં દીવસે મારા પંઝામાં અનાયાસે સપડાયો. વેરનું બીજ મારા અંતઃકરણમાં વાવ્યું હતું તેનો આજે તને જોઈ ફણગો ફુટે છે. તારો ઉપકાર વેરના ઝપાટા પાસે ઢંકાઈ જાય છે. માટે તારૂં નીકંદન કરી તારા બાપના વંશને પાયમાલ કરવા ધારૂં છું. તારો બાપ મારો કટ્ટો દુશ્મન હતો તો તેના ઉછરતા ગુલાબને કચરી—છુંદી—શા માટે પાયમાલ નહીં કરૂં ! હાથમાં આવેલો શીકાર શા માટે જવા દઉં ! માટે તારે જે કાંઇ પ્રભુસ્મરણ કરવું હોય

તે કરીલે તને જોઇ મારી આંખમાં અંગારા વરસે છે. સત્યસીંહ બોલ્યો;—અરે મદાંધ ! તારાથી શું થવાનું હતું. પ્રભુ જેને સહાયક છે તેને કોણ મારી શકનાર છે. જ્યાંસુધી મારી પાસે મારી સહાયક તલવાર છે ત્યાંસુધી કોનો મગદુર છે કે મારી સામે હાથ ઉઠાવી શકે. હું પણ ક્ષત્રી છું. ને ક્ષત્રીઓના શરીર તલવારોના ઝાટકા ખમવાને ને મારવાને સરજેલાં છે. તારી સામે યુદ્ધ કરીને મરીશ તેમાં હું અમર થઈશ. ને મારા પીત્રીઓ પણ સ્વર્ગની અંદર આનંદ પામશે. માટે તારાથી જે થાય તે કરીલે.

સુરેંદ્ર કહે—બસ. ચુપકર ! ઝાઝી લવારી કરવાની જરૂર નથી. સીપાઇઓ ! આ છકેલા છોકરાને બાંધી જેલની અંદર પુરતા બંદોબસ્તથી લઇ જાઓ. પછી જોઈ લઈશ કે તેનું કેટલુ પ્રાક્રમ છે. આ હુકમ થતાંજ પાછળથી સત્યસીંહને મુસ્કેટાટ કર્યો. ને હથીયાર પાડી લેવામાં આવ્યા. સત્યસીંહે કહ્યું;—અભીમાની ! તારો ગર્વ જ્યાં સુધી નહીં તોડું, ત્યાંસુધી માથાપર પાગડી બાંધનાર નથી. દગાથી ફસાવનાર ! યુદ્ધ કરી રણસંગ્રામમાં મારો નાશ થયો હોત તો મને અફસોસ ન થાત. પણ ઠીક છે. વખત આવે જોઇ લઈશ. આટલું બોલતાંજ સીપાઇઓ જેલ તરફ લઈ ગયા. ને તેને બેડીઓ જડી પુરતા જાપતાથી રાખવામાં આવ્યો.

આ વાત ક્ષણ વારમાં આખા શહેરમાં પ્રસરી ગઇ ને થોડીવારે રમણસુંદરીને પણ ખબર થઇ. તેથી કચે-

રીમાં આવી પોતાના પીતા સુરેંદ્રને કહેવા લાગી કે, પીતાજી ! તમારી વ્હાલી પુત્રીને કષ્ટમાંથી છોડવનારને બદલો તો સારો આપો છો. તમારી કીર્તિને કલંક લગાડનારૂં કાર્ય તમે કર્યું છે. માટે મારા વ્હાલા ભાઈ સત્યસીંહને કેદમાંથી મુક્ત કરો. મેં તેઓને વચન આપ્યું છે કે, તમોને કાંઈ વિઘ્ન આવશે તો હું જીવ જતાં સુધી તમને મદદ કરીશ. માટે આજીજી કરીને કહુંછું કે એક વાર તેને છોડો. "સુરેંદ્ર બોલ્યો" પુત્રી ! તારૂં એક પણ વચન હું માન્ય કરી શકીશ નહીં. દુશ્મનને તો પાયમાલ કરવોજ જોઇએ. "રમણસુંદરીએ કહ્યું;" તેના બાપ સાથે દુશ્મનાઈ તેમાં સત્યસીંહને શું ? શું આ તમારો દુશ્મન છે ? પીતાજી ! હું ખરૂં કહુંછું કે આપ આ કાર્ય અનિષ્ટ કરો છો. તમારી બુદ્ધિ ભ્રષ્ટ થઈ લાગેછે મદાંધ થઈ અન્યાય ન કરો. ! તમે કેદમાં નાંખશો તો પણ હું તેને કેદમાંથી છોડી મુકીશ.

સુરેંદ્ર—છકેલી છોકરી ! શું તું મારા દુશ્મનને કેદમાંથી છોડાવવા ધારે છે ! પણ યાદ રાખ. કે હવે જો તેના વીષે વાત છેડી છે તો તું પણ મારી દુશ્મન છો.

રમણ સુંદરી;--પીતાજી ! આ અભિમાન ક્ષણવારમાં નાશ થશે. આ કાયાનું કલેવર ક્ષણભંગુર છે. માટે સમજુ માણસે અભીમાનનો ત્યાગ કરવો જોઇએ. માટે હે વ્હાલા પીતા ! અભીમાન રૂપી ફણીધરને દુધ પાઇને ઉછેરવો છોડી દીઓ. અભીમાનમાં અંધ બની કોઇએ સાર કાઢયો નથી

રાવણુ અને દુર્યોધન જેવા અનેક પરાક્રમી રાજાઓ અભીમાનથીજ પાયમાલ થયા. માટે વિચારો! ને કાંઈપણ યોગ્ય વાત ઉચ્ચારો !

શુરેન્દ્ર--પુત્રી તારૂં વાકચાતુર્ય આ વખતે કાંઈપણ અસર કરી શકનાર નથી, તું પણ દુશ્મનનો પક્ષ ખેંચે છે તો તને પણ કેદની અંદરજ રાખવામાં આવશે. સીપાઇઓ! આને પણ પુરતા બંદોબસ્તથી જેલમાં રાખજો.

રમણુસુંદરી—પીતાજી ! યાદ રાખજો કે તમારો ગર્વ તમારી પુત્રીજ તોડશે. આટલું કહેતાંજ તેને એક એકાંત મહેલની અંદર લઇ જવામાં આવી ને તે મહેલને ફરતી ચોકી બેસાડી દીધી. વાંચકો! રમણુસુંદરી તથા સત્યસીંહ જુદે જુદે સ્થળે કેદમાં પુરાયાં. પણ હવે તેનો છુટકારો શી રીતે થશે તે આપણે જોવાનું છે. પણ સ્નેહપુરમાં મદનપાળ જે વીષય સુખમાં લીન થયો છે. તેનું રાજતંત્ર કેવી સ્થિતિમાં ચાલે છે તે વાત ત્રીજા પ્રકરણથી પડતી મુકી છે. તો તેની તરફ જરા નજર કરીએ.



# અગાઉથી ગ્રાહક થનાર સાહેબોના મુબારક નામ.

### કરાચી.

૨૫૦ મેનેજર મુળજી આશારામ ઓઝા
૨૦૦ શેઠ પરશોતમ વશરામ
૨૫ ,, કુંવરજી ખીમજી
૧૦ ,, નેણસી ગોપાલ
૧૦ ,, દેવકરણ દેવજી
૫ ,, ખેતશી વેલશી
૨ ,, લાલજી રતનશી
૨ ,, મેઘજી ગોકળદાસ
૨ ,, રામજી લીલાધર
૨ ,, દામોદરદાસ
૨ ,, લાલજી ગોકળદાસ
૨ ,, નરશી જેઠાભાઈ
૨ ઠા. ભીમા ડોસા
૧ ,, મીઠાલાલ
૧ ઠા. લીલાધર
૧ મા. વીઠલજી માધવજી
૧ ઠા. હેમરાજ કાનજી
૧ ઓધડલાલ દેવશંકર
૧ કરમશી શામજી
૧ રા. મુળશંકર વીશ્વનાથ
૧ રાજગર પ્રેમજી જેઠા
૧ મા. માધવલાલ ત્રીભુવન
૧ સોની નારણજી મુળજી
૧ ભાઈચંદ ઝુંઝા
૧ ઠા. મીઠું ખેરાજ
૧ ઠા. ચત્રભુજ કાનજી
૧ ધુકાઈ ખીમજી નાનજી
૧ ઠા. ગોવરધનદાસ નથુભાઈ
૧ ઠા. કાનજી ગોવીંદજી

૧ ઠા. વીશરામ મનજી
૧ મા. રૂપચંદ ગોરધનદાસ
૧ બંધાલી ભસકઅલી
૧ સોની હીરજી ડોસાણી
૧ મી. નથુ કાનજી
૧ ઠા. રાઘવજી લખમશી
૧ શેઠ ચતુમલ ખેલણદાસ
૧ મા. માણેકલાલ પ્રભાશંકર
૧ મીસ્રી વાલજી મોરારજી
૧ શા. શીવલાલ ડમર
૧ લાલના
૧ ખરશેદજી દોરાબજી શેઠના
૧ વોરા તૈયબઅલી મહુમદભાઈ
૧ વોરા અબદુલહુસેન કરીમજી
૧ શેઠ જસરાજ મોતી
૧ ભાઈ શામલજી
૧ ,, વીકમશી

૧ ભાઈ તુલસી
૧ ,, માણેકચંદ
૧ ઓઝા વલમજી ભગવાનજી
૧ ,, પોપટલાલ ભગવાનજી
૧ શેઠ રામજી મનજી
૧ ,, રણછોડ આશરીયા
૧ ,, ધનજી ભવાન
૧ ;; નીમચંદ હંસરાજ
૧ ,, જાદવજી અરજણ
૧ ;; ગોરધનદાસ મુળજી
૧ ,, ડુંગરશી દેવજી શાઇકલ રીપેરર
૧ ,, એદલજી ખરસેદજી વોચ મેકર

**કોચીન.**

૧ શા. ઓધવજી કાળીદાસ પોરબંદરવાલા
૧ ,, રણછોડ ખોડીદાસ મુંદ્રાવાલા
૧ ,, છોટાલાલ માણેકલાલ લીંબડીવાલા

૧ શા. નરશી રતનશી કચ્છ પુનડીવાલા

**જામ નંદાણા.**

૧ શેઠ દ્વારકાંદાસ વિ. કાનજી

**વારાસણ.**

૧ આચાર્ય મયાશંકર જયશંકર

**પંચાશીયા.**

૧ મી. શંકરજી રાઘવજી

**મોરબી.**

૧ ભાઈ પ્રભાશંકર ઓઘડ

**જામ સલાયા.**

૧ શેઠ મથુરાદાસ જેઠાભાઇ

૧ ,, મેઘજી નારણ

**જામનગર.**

૫ મહંત શ્રી રામપ્રસાદજી

૫ ઓઝા મગનલાલ પીતાંબર

૧ સુનાર હંસરાજ હીરા

૧ ,, દામજી પ્રેમજી

૧ શેઠ પીતાંબર ગોપાલજી

૧ ઓઝા ચુનીલાલ વેલજી

૧ ,, પ્રાણજીવન જટાશંકર

**કાનાનોર.**

૫ શેઠ લક્ષ્મીદાસ ટોપણ

**રતનપુર.**

૧ રા. રા. કેસવજી કસલા

**જુનાગઢ.**

૧ ઠા. રણછોડ હંસરાજ

**દુધઇ ( કચ્છ. )**

૧ સુતાર ત્રીકમજી વાઘજી

**પાટણ.**

૫ ગુલાબશંકર કમરીવાડા ઈનામદાર

**સીંધાવદર.**

૫ કુમાર શ્રી રણમલસીંહજી

૫ બાઈ શ્રી અમજીબા

**અમરેલી.**

૨ રા. રા. ગોરધનદાસ બેચર

૧ રા. રા. પોપટલાલ હરીશંકર
૧ ,, ,, દેવચંદ રામજી

**ચલાળા.**

૧ રા. હરગોવીંદ શામજી

**લાઠી.**

૧ રા. વીશનજી કાળીદાસ

**ભરૂચ.**

૧ શેઠ હરીલાલ મગનલાલ

**મુંબઈ.**

૧ શેઠ મામદભાઈ ખાંડુભાઈ

**કેરીયાનાગશ.**

૫ ઓઝા છગનલાલ પીતાંબરદાસ
૧ રા. હરીશંકર કાનજી

**વરસડા.**

૧ પં. માનશંકર હરીશંકર
૧ ઠા. વાલજી અંદરજી
૧ રા. મુલશંકર ત્રીભુવન

**માંડવા.**

૨૫ મહારાણા શ્રી જીતસીંહજી

**સાણંદર.**

૧ ઓઝા નંદલાલ વેણીરામ

**ઉમરાળા.**

૧ ઓઝા નારણજી જેશંકર
૧ ,, અંબાશંકર જેશંકર

**જોડીયા.**

૧ શેઠ ગોરધન હરી

**અમદાવાદ.**

૧ રા. જીવનલાલ અમરશી
૧ ,, હીંમતલાલ છોટાલાલ

**વડોદરા.**

૧ રા. છગનલાલ સાકળચંદ
૧ ,, સાકળચંદ પરશોતમ

**ભાવનગર.**

૧ ઓઝા શીવશંકર સવાઈલાલ

૧ ઓઝા હરગોવીંદ મણીશંકર
૧ „ નાનાલાલ જેશંકર

**મોટા આકડીયા.**

૧ ત્રવાડી રણછોડ મકનજી
૧ રા. આણંદજી જાદવજી
૧ શેઠ નારણ મુળજી
૧ ત્રવાડી મુળશંકર પીતાંબર
૧ શેઠ કરશન હાવા
૧ સોની કચરા લધા
૧ „ મુલચંદ કચરા
૧ શેઠ મુલચંદ માવજી

**ભંડારીયા.**

૧ ત્રવાડી જીવરામ ઘેલજી

**ધોળકા.**

૧૦ રા. બા. મુલશંકર જેઠાભાઈ
૨ રા. રા. ભાનુંશંકર પીતાંબર
૧ „ „ છગનલાલ નાનાલાલ

**જેતપુર.**

૧ ઓઝા દયાશંકર જગજીવન
૧ વૈદ્ય હીરજી હરીભાઈ

**લાલાવદર.**

૨ શેઠ હરીભાઈ
૧ પા. લીલા પુંજા
૧ „ ભુરા લીલા

**માંગલોર.**

૧ શેઠ વીઠલદાસ વલભદાસ

**ચીકોટ.**

૧ ઠા. ગોરધનદાસ ખીમજી
૧ શેઠ દ્વારકાંદાસ વાલજી માધવજી

**વાંકાનેર.**

૫૦ ખુદાવીંદ રાજસાહેબ અમરસીંહજી બહાદુર
૫ કવિરાજ નથુરામ સુંદરજી

૫ વાંકાનેર સત્ય બોધક નાટક કુંપ-
નીના માલેક
૨ રાવળ ઉમીયાશંકર રામચંદ્ર
૨ ,, ગીરજાશંકર રામચંદ્ર
૨ મેતા પરશોતમ જગજીવન
૧ ,, હેમચંદ જગજીવન
૧ ત્રવાડી જટાશંકર મયાશંકર
૧ જોશી શીવશંકર દેવશંકર
૧ ભાઇ મકનજી ડાયા

૧ ત્રવાડી પ્રાણુશંકર ઘેલા
૧ ઓઝા નરભેશંકર બાવલ
૧ ,, લક્ષ્મીશંકર કાશીરામ
૧ ખવાસ માવજી વસુ
૧ ઓઝા ચુનીલાલ મંગળજી
૧ ઠા. જમનાદાસ ત્રીકમજી
૧ દેદા સામતસીંહજી રાયસીંહજી
૧ ઓઝા જેઠાલાલ જટાશંકર
૧ રા. વજેશંકર દેવશંકર



# સુચના.

---

આ પુસ્તક નીચે લખેલા ઠેકાણેથી મળશે.

મોરબી આર્ય સુબોધ નાટક કંપનીમાં ઓઝા ભાણુશંકર ઈશ્વર પાસેથી.

વાંકાનેર—મેતા પરશોતમ જગજીવન પાસેથી.

જામનગર—ઓઝા મગનલાલ પીતાંબરદાસ પાસેથી ઠેકાણું—વેરાઈ માતાની બારી સામે ખાંચામાં.

કરાચી—કર્તા પાસેથી અને પ્રવાસી પ્રેસમાંથી.

લી. કર્તા.